# ગુજરાત તથા કાઠીઆવાડ દેશની વારતા.

( ભાગ ૧ લો. )



છપાવી પ્રસિદ્ધ કરનાર,

ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી તરફથી

હીરાલાલ ત્રીભોવનદાસ પારેખ, બી. એ.,

આસિ. સેક્રેટરી, અમદાવાદ.

આવૃત્તિ ૨ જી. પ્રત ૧૫૦૦.

સંવત ૧૯૮૩. સન ૧૯૨૭.

કિંમત આઠ આના.

To,

## HERR H. BUHLER PH. D.,

### EDUCATIONAL INSPECTOR, N. D.,

Whose countrymen were the first to appreciate such simple lore of the people, this Volume as the first of a series to illustrate the folk-lore of Gujarat has been dedicated as a slight token for his special interest in the subject and his vast attainments and usefulness in all matters relating to oriental learning and scholarship.

**BY THE AUTHOR.**

# એચ. બ્યૂલર શાહેબ,

## કેળવણી ખાતાનાં ઇન્સ્પેક્ટર, ઊત્તર પ્રાંત,

આવી સાદી લૌકીક કથા સમાજની કદર બુઝવામાં જેઓના સ્વદેશીઓ અગ્રેસર હતા, તેમને ગુજરાત દેશની લૌકીક વાર્તા નિરૂપણ કરવાની ગ્રંથમાળા માંહેલો,—એ વિશયમાં તેમની ખાસ ચાહેના તથા ઊગમણ ભણીની સર્વસ્વ વિદ્વતા અને પાંડિત્યને લગતી મોટી નિપૂણતા ને અગત્યપણાની કનિષ્ટ એંધાણી તરીકે,—આ પહેલો ગ્રંથ અર્પણ કર્યો છે:

કર્તા.

# નિવેદન.

ગુજરાત તથા કાઠીઆવાડ દેશની વારતાઓ, છેક સન ૧૮૭૨ માં એક પારસી બંધુએ, તે પાછળ ભારે શ્રમ અને ખર્ચ ઉઠાવીને, ત્રણ ભાગમાં પ્રસિદ્ધ કરેલી અને તે સમયે એ પુસ્તકોએ સારૂં ધ્યાન ખેંચેલું. તે પછી ઘણા વર્ષોથી એ પુસ્તકો અપ્રાપ્ય હતા. વળી અત્યારે જુના લોકસાહિત્ય પ્રતિ જનતાની અભિરૂચિ જાગૃત થઈ છે; એટલે જુનું લોકકથા સાહિત્ય પ્રજાને સુલભ થાય એ હેતુથી ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીએ એ વારતાઓની નવી આવૃત્તિ, કશા ફેરફાર કે સુધારા વિના, તેના અસલ સ્વરૂપમાં ફરી છપાવવાનું હાથ ધર્યું છે; એવી આશાથી કે તેનો બહોળો પ્રચાર થાય.

સદરહુ પુસ્તકોની પ્રતો મેળવી આપવામાં કેળવણી ખાતાના અધિકારી સાહેબો રા. રા. આત્મારામ મોતીરામ દિવાનજી અને રા. રા. હરરાય અમુલખરાય દેસાઇએ જે સુગમતા કરી આપી છે, તે બદલ એઓ બંનેનો સોસાઇટી તરફથી ઉપકાર માનવામાં આવે છે.

ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી.<br>અમદાવાદ, તા. ૧-૭-૧૯૨૭.

આસિ. સેક્રેટરી.

# અનુક્રમણિકા.

# ગુજરાત તથા કાઠીઆવાડ દેશની વારતા.

## ગુજરી.

દીલ્હી શહેરની નવાઇમાં[1] રહેનારા ગુજર લોકોમાં પ્રાચીન કાલમાં એ ભાઇ થઇ ગયા. જેઓના શુરવિરપણામા[2] તો પુછવું જ શું ? તેઓની કીર્તિ તેઓના આખા ટોલામાં પ્રસરી રહી હતી. ખુલી જંગલની જગો એ તેઓને મન એક શેહેરના સરખુ અને પોતાના ટોલાનું અંગબળ એ ખરેખર તેઓનો ન જીતી શકાએ તેવો કીલો હતો. ઢોરઢાંકર[3] ને ખેતી એ તેઓની અખુટ દોલત હતી. વ્યવહારમાં સંપ, કુલમર્યાદા[4] ને બાપુકી રીત રેવાજ પ્રમાણે ચાલવાની ટેવ પડવાથી તેઓને બાદશાહ કે શુબા કોઇની પરવાજ ન હતી. આ બે શુરા ભાઇઆના વડાનાં એક પોતાની જાતીની ઘણીજ ખુબસુરત સ્ત્રી સાથે લગન થયાં હતાં. તે એક તો રૂપાળી ને તે વલી ઢોરાં ચરાવનારી જાતીની એટલે પછી તે છકેલી હોય તેમાં તો નવાઇજ નહી. આ ગુજરી પોતાના દેર હીરીઆને પણ ઘણી લાડકવાઈ હતી. નગર કસબાઓમાં માથે મહીની મટકી મુકી મહી વેચવા જવું એતો

---

૧ નવાઇ=નજદીક. ૨ શુરવિરપણું=બાહદુરી. ૩ ઢોરઢાંકર=ગાય ભેંસ. ૪ કુલમર્યાદા=કુટુંબની લાજ.

તેઓનો ધંધોજ હતો. તે મુજબ એક દીવશ આ તરૂણ[1] ગુજરીએ પોતાની જાતના બૈરાઓની માફક દીલ્હી શહેરમાં મહી વેચવા જવાનો વીચાર કર્યો ને સોલ શીંગાર સજી[2] બનીઠની માથે મટકી મુકી શાશુ નણંદ કણે રજા માટે આવી. વહુ જુવાન ને જોબનવંતી, રૂપ રંગ ને મોહનાં બાણ મારવામાં મોટા ભુપને પણ મુર્છા પમાડે તેવી, દીલ્હી જેવાં શોકીલાં ને બાદશાહી શેહેરમાં એકલી મહી વેચવા જાય તારે કૌતક[3] થયા વગર રહેજ નહી. તે જોઇ શાશુએ વારી કહયું કે "મારી વાલી ગુવાલણ," ને નણંદી બોલી કે "મારી માનગુજરી તારે લશ્કરમાં મહી વેચવા જવું નહી. જુવંતી નારીયે ઘરમાં બેશી આનંદ કરવો. બાર ગઇ તો તારૂ બાળ જોબન લુટાવી આવીશ ને વળી કુલને કલંક[4] લાગશે." પણ ગુજરી તો હઠીલી એટલે શાશુને માનેજ શાની! તેણે તો ઠરાવ કર્યો કે મારે કુલની રીત મુજબ મહી વેચવાને બાને દીલ્હી શેહેરમાં જઇ એકવાર મોગલનો દરબાર જોવો ને તેઓ સાથ વાદવિવાદ કરવો, પછે બને તે ખરૂં. શાશુ કહેવા લાગી કે વહુ "કહ્યું માન, બાદશાહ હઠીલો ને કામાંધ[5] છે. તને જોતાં વારને જ તારૂ બાળ જોબન લુટી લેશે. ને પછે પસ્તાવો થશે." પણ ગુજરી તો તેમાંનુ કાંઇજ ન ગણકારતાં શાશુ નણંદની ઉપરવટ[6] થઇ ચાલી નીશરી નેં કેહેતી ગઈ "કે મારી લાજ ભગવાન રાખશે." ગુજરીએ પોતાનો નાગફેણ શરખો ચોટલો ઓાલી, ગજગજના બાલમાં મોતી પરોવી, સેંથામાં સીંદુર ને ફરતી હીરાની શેરો નાખી, કપાલમાં ટીલડી, નાકમાં નથ, કાંનમાં ઝુમણાં ને ચુડા બાજુબંધ પેહેરી નવશરા હારથી લટકાળી બનીને અનેં ચીર ચુદડી નેં તંગ કાંચલી પેહેરી માથે મટકી ને હાથમાં સોના રૂપાનુ ત્રાજવું[7] લઈ ચાલી જાય છે. હંશ ગમનીની[8] પેઠે ધીમે ધીમે ચાલતી, ઝાંઝરનો ઝમકાર કરતી, નેણની અદા ફેરવતી, સનેહભરી ભ્રૂકુટી[9] કરતી, ખુશબોથી અંગ બેંહકાવતી, બાજુપરની

---

૧ તરૂણ=જુવાન. ૨ સજી=તૈયાર કરી. ૩ કૌતક=અજબ ઢોંગ. ૪ કલંક=ડાઘ. ૫ કામાંધ=ઇશકબાજ. ૬ ઉપરવટ=ઉપરવારી. ૭ ત્રાજવું=તરાજુ. ૮ હંસ ગમની=હંસની ચાલ ચાલનારી. ૯ ભ્રૂકુટી=ભવાં.

કનક ઘુંઘરી ખંખડાવતી, મંદમંદ હસતી ને કાંઇ પ્રેમ દાખવતી, અને વલી મધુર સાદે "મહી લો રે મહી!" એમ અવાજ કરતી જોબનનાં ઠણકાસાથે દીલ્હી શહેરમાં પેશે છે. આ ચંદ્રવદની[1]નુ મુખ, લેહકો ને નેણનાં બાણથી શેહેરના લોકો તો કામકાજ જ ભુલી ગયા. રસ્તામાં ને શેરીએ શેરીએ જાંહાં જાંહાં ગુજરી નીશરી તાંહાં તાંહાં લોકો પોતાનાં કામકાજ ભુલી, વેપારીઓ પોતાના ધંધા છોડી ને કારીગરો પોતાનાં હથીઆર મુકી સર્વ ભય ભાકલા[2] સરખા ગુજરીને જોવા દોડે છે. દુકાને જઇએ તો કોઈ સોદો આપે નહી, બજારમાં તો જાણે હરતાલ પડીયો છે, કાંકે સર્વ લોક ગુજરી વાંસે ગાંડાં થઈ ફરવા લાગા છે.

કોઈ તેણીના નેણ ઉપર મોહીને જોઇ રહે છે. કોઈ તેણીના રસાળ જોબનનાં ઉડતા રસ ઉપર ખેઆળથી એક ઘેલા સમાન ચાળા કરી રહા છે. કોઈ તેણીના સ્વરૂપમાં ગરક થઇને મુર્છિત થઈ રહ્યા છે. તેણીની છજામણી ચળનથી કઇક તો આસપાસ શોર મચાવી પ્રેમના ગીતડાં ગાવામાંજ લીન થયા છે. તેણીના ગોરાં બદનની લેહ જાણે સારા શેહેરમાં અગની તપી હોય એમ ધમધમાટ થઈ રહ્યો છે. બાળકો તે બાળા જોબનની પરખ કરી પ્રેમ કુંડાળા કરી કુદકાઓ મારતા ફરે છે. જાણે રોયની સમાન તે ચંચળાએ[3] ચાતુરોનાં ચીતડાં ચોરી લીધાં હોયની તેમ અજ્ઞાનીઓ તેની છકેલ લઢણથી બેવડા ઘાયલ ને લોટપોટ થઈ રહા!

આમ આ કામણગારી અને ગલીએ ગલીએ ફરતી ગુજરીએ અમીર ઉમરાવ ને શેઠ સાહુકારનાં મન મોહમાં નાખ્યાં. ભીક્ષા માટે નીસરેલા ગરીબ બાવા વેરાગી ને સાધુ સનયાશીઓને પણ પોતાની ભીક્ષા લેવાનુ ભુલાવીને ને તેમનું શીલવૃત્ત[4] ખોવડાવી વાંસે દીવાના સરખા ફરતા કરા છે. આ કૌતુક મચાવી ચાલતી ગુજરી તો છેલે

---

૧ ચંદ્રવદની=ચાંદ જેવા મુખવાલી. ૨ ભયે ભાકલા=દેવાના. ૩ ચંચળા=બાયડી. ૪ શીલવૃત્ત=સાધુપણું, પવીત્રાઈ.

શેહેરના ચઉટા વચે માટલું ઉતારી સર્વ ધંધાધારીની પેઠે મહી વેચવા બેઠી. આ જોબનવંતીના હાથનું મહી જેને જોઇતું નથી તે પણ લેવા દોડે છે. ખરૂ કહીયે તો તેના જોબનેજ અહીં હાટ[1] મચાવ્યું છે. ગુજરીના મહીનું મુલ પણ શાનુંજ કમી હોય? સવા લાખનું શેર ને જેને જોઇએ તે લે.

આ ખબર ચાવડીપરના પોહરાગીરે પાદશાહને જણાવયા કે "બાદશાહ શલામત, આપના શેહરમાં એક ગુજરી આવી છે તેણે તો બધા શહેરને ઘેલું કર્યું છે. ને કોઇને ધંધોરોજગાર સુજતો નથી. સર્વ કોઈ ગુજરીને જોવા ઘેલા થઈ ફરે છે ને સવાલાખ રૂપૈયે તો તે પોતાનુ મહી વેચે છે. ખુબસુરતીમાં પરીના જેવી, અંગની ખુશબોમાં ગુલાબના જેવી, હસવાની રોનકમાં અનાર[2]ના જેવી, નેણ તેજમાં તારાના જેવી, તેણીના ભુષણ જે જોએ છે તેતો જાણે ચીતનો ચોરજ બને છે. તેણીનું જોબન બંદમાં રાખતાં ગાર[3] સમાંન છે; માનવીના ગમે એવાં સરસ નમુનાને પોતામાં ખેંચી બંદ કરવાની શક્તી રાખે છે. તેણીના દંત મોતીની પોહોંચી સમાન, અને હોઠ તો જાણે ચીતારાની પીછીથી દોરાયલી લાલ કોર છે. તે ખુબશુરત ખરે પાદશાહી જનાનખાનાનેજ યોગ્ય છે. અરે બાદશાહ જ્યારે તું તે ગોરી ગુજરીને જોશે ત્યારે તું દંગજ થઈ પડશે. તેનો જોડો તારા જનાનખાનામાં કદી પણ આવ્યો હોય એતો બનેજ કયાંથી; હું કહુંછ કે આખી દીલ્હીની રાજ દુવાઇમાં તેનો જોડો હશેજ નહી." બાદશાહ શાંભલતાંજ વરેહઅંધ[4] થયો ને હુકમ કરો કે "એ ગુજરીને જેમ તેમ કરી તાકીદથી મારી હજુરમાં લાવો." તેને લાવે છે તેટલીવાર પણ બાદશાહે મોટી મુશીબતે કાહાડી—એવો તે આતુર બની-રહયો છે!

હુકમ થયો તારે એક કહેતાં દશવીશ બારીગર[5] દોડી જઇ ગુજરીને કહયું—"ગુજરી તું અંહી તહી શું કરવા ફરે છે. ચાલ્ય તને

[1] હાટ=દુકાન. [2] અનાર=દાડેમ. [3] ગાર=પોચી માટી. [4] વરેહઅંધ=ઇશકમાં આંધળો. [5] બારીગર=સીપાઈ.

બાદશાહ બોલાવે છે. ને તને એક માગતા એકલાખ આપશે અને વલી તને પોતાની સોલ રાણીમાં શીરોમણ[1] બનાવશે, ને હવેથી મહી વેચવાને બદલે તું મેહલમાં નીરાંતે બેઠી પાન ચાવા કરીશ. માટે જલદી ચાલ્ય."

ગુજરી બોલી—શું છે? મેં કાંઇ તારા પાછાનુ દેવુ કીધુ છે કે? મેં તારા પાછાનો શો ગનો કરો છે કે વલી પાછો બોલાવે. હુ કાંઇ પાછા બાછા કણે આવું નહી. અમારે ગોવાળીઆને પાછા માણસનું કાંઉ[2] કામ છે? દાણુ તો દરવાણી[3]ને આપી આવી છો તારે શું મારી મટકી પણ લેવા માગે છે કે? જા હુ તો નથી આવતી.

સીપાઇ બોલ્યો—ગોવાલણ! તારો કશો વાંક નથી કે નથી તારી મટકીનું દાણુ લેવું. રાજાને કાંઇ વારૂ કામ પડયું છે તેટલા સારૂ બોલાવે છે.

તે સાંભળી ગુજરી તો પછી પોતાના કપડાં ઠીકઠાક કરી માથે મટુકી મુકી ખભે ત્રાંજલી નાખી "મહી લો રે! મહી?" કરતી પ્રથમની પેઠે દરબાર તરફ ચાલી. સીપાઇઓ આસપાસ રહી ગયા છે. નેં ગુજરી લટક મટક કરતી ચાલે છે તે જોવાને રસ્તામાં લોક ટોલે ટોલાં મલે છે.

પાદશાહ પોતાના ખાસ મેહેલમાં ઝાહેર રસ્તા ઉપર પડતા ઝરોખામાં બેઠો છે. તાંહાંથી ગુજરીને માણસોના ટુંગમા આવતી જોઇ તેનાં નખરાં ને ચાલવાના લેંહકાથી તેતો ગુમજ થઇ જાય છે. તે ઉપરથી થયલી અસર કવી પ્રેમાનંદના બયાનમા આપીયે તોજ સંપુર્ણ કહેવાય. ઓખાનો છાંયો. જાણે ગુજરી ઉપરજ ઉતરો હોયની! તેણીના શીંગાર, રૂપ ને લહેકો તે તેની પેઠેંજ વશ કરી મુકે છે.

તપે નિલવટ[4] ચાંદલો તેવો, ચંદ્ર સરદ-પુનમના જેવો,
શીર રાખડી સોભા ઘણી, ચોટલો જાણે નાગનિ ફણી.

---

૧ શીરોમણ=વડી. ૨ કાંઉ=શુ (ગામડીયાની બોલીમાં). ૩ દરવાણી=દરવાજો રાખનાર સીપાઈ. ૪ નિલવટ=કપાળ.

શીશ ફુલ સેંથે સિંદુર, તેણે મોહયો અનિરૂદ્ધ શુર;
કાને ઝાલ અમુલ્યક જોઇ, કામ-કુંવર રહયો છે મોહી.
નાકે શોહે મોતીની વાળી, તેને અનિરૂદ્ધ રહયો છે ન્યાળી,
નારિ તારિ નાસિકા[1]નો મોર, નોય[2] ભુષણ, ચિત્તનો ચોર.
રકત અધર[3] હસે મંદ મંદ, નહિ હાસ્ય એ મોહનો ફંદ,
પંકજમાં મેઘ બિંદુ પડતા, મોતિ મોરના અધરે અડતાં.
ચપળ નેત્ર ઝિણું અંજન, જાણે ગાલે પડયાં ખંજન,
મોહયો મોહયો તે મુખને મોડે, મોહયો મોહયો ભ્રકુટી જોડે.
મોહયો મોહયો સ્નેહને સંધે, મોહયો મોહયો હાર ગળબંધે,
મોહયો મોહયો તે હસ્ત કમળે, મોહયો મોહયો ઊર ગળસ્થળે;
મોહયો મોહયો અલકની લટે, મોહયો મોહયો કેસરી કટે;
મોહયો મોહયો તે પેરણ ફાળી, મોહયો મોહયો તે ક્ષુદ્રઘટાળી;
મોહયો મોહયો અરગજાને બેહેકે, મોહયો મોહયો ચાલને લહેકે
મોહયો મોહયો ઝાંઝરને ઝમકે, મોહયો મોહયો ઘુઘરિને ઘમકે
મોહયો મોહયો તે પ્રેમને પાશે, મોહયો મોહયો તે મંદમંદ હાસે.

પાદશાહ એમ મોહી રહ્યો છે તેવામાં ગુજરી વીજલીની માફક ચમકી સામી આવી ઉભી ને બાદશાહને સનમાન[4] કરવા અરધો ઘુમટ[5] કહાડી નમી નમીને સલામ કરવા લાગી. બાદશાહ તો આ સર્વ જોતાં વારને જ દીવાનાની માફક બોલવા લાગો. "અહા! શું ખુદાએ રૂપ આપ્યુ છે. જાણે સોનારે એક પુતલીજ ઘડી કહાડી હોયની. અરે! નારી તારો સોની કોણ છે મને બતલાવ કે તારા જેવી બે ચાર હું પણ ઘડાવી લાવું. ધન્ય છે તેના હુનરને!

**ગુજરી**—પાછા કાંઇ ગાંડા બાંડા થયા છે કે બાવરા બનો છે? અકલ ગુમાવી તો નથી? સોનીનો બેટા સોનુ રૂપુ ઘડે, સુતાર લાકડાં છોલે, પણ માણસ કોઇથી ઘડાતાં હશે? તું આવું ગાંડુ કાં બોલે છે.

---

૧ નાસિકા=નાક. ૨ નોય=ના હોય. ૩ અધર=નીચલો હોઠ, ૪ સનમાન=આવ આદરમાન. ૫ ઘુમટ=સાડીનો સોડ.

મારાં માતપીતાએ મને જન્મ આપ્યો છે, કીર્તારે કર્મ ને ભગવાને રૂપ આપ્યું છે. મારા રોયા, મારા જેવી જો જોઇતી હોય તો જા ભગવાન પાસ ને માગી લે.

**પાદશાહ**—(મ્હો આડે[1] આ કઠોર શબ્દનુ પણ ભાન[2] નથી ને કહે છે)–ખરે હું ભુલ્યો નારી–પણ કહે તું કયા મુલકની ગુવાલણી છે–તારી જાત કહી–તારો પરણેલો ધણી કોણ છે. તેનુ નામ કેહેની.

**ગુજરી**—હું ગઢમાંડેલની ગુવાલણી, ને ધારાપુનમની માન–ગુજરી છઊં. જેની કેડે ૯) લાખ ગુજર તો ફરતા ફરે છે. મારા ધણીનુ નામ મારાથી લેવાય નહી, લઉ તો મારો હીંદુ ધર્મ વૃથા[3] જાય.

**પાદશાહ**—તોય તારો ધણી તો બતલાવ. તારો લાહવો લુટનારો એહવો છેલ કોણ હશે, કે મારા જેવાને મુકી દઇને વલી પોતે રાખી બેઠો છે. બોલ એવા બે ચાર છેલ ને મારી ચાકરીમાં રાખું.

**ગુજરી**—મારો પરણ્યો તો ત્રણુ તરવારીયો છે. ને નવધારી કટાર ને પચરંગી પાગ બાંધી, ગીરગેંડાની ઢાલ ને ભમરીયું ભાલું લઈ, દશે દીશામાં હાક[4] બોલાવે છે, જેની દશે આંગલીએ વેડ સોભી રહયા છે. એવા (ચંદા) છેલની હું નાર છઊં મુવા ચાકરી તે તું શું કરાવતો !

**પાદશાહ**—(ક્રોધાયમાન[5] થઇને) તેની તરવારના હું ટુકડા કરૂં, ને પાઘડી પાડી નાખું, ભાલું છીનવી લઉ ને મારા ઘોડારમાં રાખી નોકરી કરાવું કે તું જેવી નાર ફરીથી રાખેજ નહી. ગુજરી અદબથી બોલ.

**ગુજરી**—અરે ! મુવા અમે અશલ ગુજર જાતનાં, મારો હીરીયો દેવર મહાબળીયો છે. મારા ધારાપુનમના ગુજર આવી એક દીન તારાજ ટુકડા કરે તોજ મારૂ નામ માનગુજરી.

**પાદશાહ**—તારા ગઢ માંડેલને ખોદી નાખું, કીલાને ભોંયભર કરૂ, તારા પરણ્યાને પહેલી ચોટમાંજ મારૂ, તારા હીરીયા દેવરના ટુકડા કરૂ ને તારો પલ્લો પકડી લઈ જાઊં. હાથમાં બંગડી ને લાલ

---

૧ મ્હો આડે=મોહના સાંમેજ. ૨ ભાન=ખબર. ૩ વૃથા=ફોગટ.
૪ હાક બોલાવવી=હુકમ ચલાવવો. ૫ ક્રોધાયમાન=ગુસ્સે.

પીસ્વાજ પેરાવી તને-નીકા કરી-મેહલમાં લાવું તારેજ હું ખરો ? તું હરીયો હિરીયો શું કરે છે !

**ગુજરી**—મોહ સંભાલી બોલ પાછા ! તું તો મારો ધરમનો બાપ છો ને હું તારી દીકરી છઊં, તે ઉપર હીણી[1] નજર ન કર. મારો હીરીયો દેવર કટો છે, તે પોતાની ત્રણે તરવારોએ ફુમકાં બાંધી ચાલે છે ને તારી જોરાવર ફોજને કાપનારો ને તારી આ દીકરીનો વર, જેવો તેવો નથી.

આ સાંભલતાંજ બાદશાહને ક્રોધ તો ચઢયો ખરો પણ વરેહમાં લીન[2] ને પોતાના બોલથી તેણીને ગુસ્સો ચડેલો એટલે ફરીને શાંત થઇ જાણે સમજાવી ફોસલાવી વાત કરતો હોય તેવી રીતે બોલવા લાગો.

**પાદશાહ**—નારી તું આટલી રૂપવંતી છતાં પરણ્યા ઉપર શું મોહી છો. (જરા હશીને) તને તાંહાં શું સુખ છે તે તો કેહ. કે જરા પુરો ઘુમત તો ખોલ કે તારૂં મોહ જોઇએ.

**ગુજરી**—મારા ધણીને ઘર મને સારૂં સારૂં મલે છે. મનમાનતી ઘેંસ[3] ખાઈ માથે ખાટી છાસ પીયું છુ કે પછી મારૂ મન મગન રેહે છે. મારે બીજી શી ખોટ છે ? મારૂ મુખ તો હરીનુ નામ લેવા માટે છે, કાંઇ લોકને દેખાડવા માટે નથી.

**પાદશાહ**—ગુજરી, ઘેંસ ને ખાટી છાસમાં શું મગન થાય છે. ચાલ આવ તને ખાંડ શાકર ખવાડું, સારાં સારાં પક્વાન ખવાડું. ચાલ આખે દી મેહેલમાં બેઠી પાન ચાવી નબીનું નામ પોકારની ?

**ગુજરી**—તારા ખાંડ શાકરમાં શું મારે આગ મુકવી છે. મારે તાંહાં દુધ દહી શું થોડું છે કે મારે તાહાં એટલું બધુ છે કે દહી દુધની નદી ચલાવી માખણની પાળ[4] બંધાવું, ને તેમાં તારી આખી ફોજ દુબાડી દઈ દીલ્હી શેહર ગરકાવ કરૂ.

---

૧ હીણી=હલકી. ૨ લીન=ચગ થઇ ગયેલો. ૩ ઘેંસ=દુધમાંથી બનાવે છે. ૪ પાળ=કીનારો.

**પાદશાહ**—ગોરી તેં મારો મકનો હાથી જોયો છે ?–આવ મારી જડીત્ર અંબાડીમાં બેસાડી દીલ્હી શેહરમાં ફેરવી મોજ કરાવું.

**ગુજરી**—તારા હાથીમાં શું જોવાનું છે. હાલે તે જાણે હરાયુ ઢોર[1] નેં સુપડા જેવા જેના કાન, એવી તો મારે આગણે કાલી ભેંસું બાંધી છે, કે જે ટંકે સવામણ દુધ આપે છે, મુવા તારો હાથી ભલો કે મારી ભેંસ ?

( બાદશાહે જાણ્યું ગુવાલણ ઘણી હરામજાદી છે ને તે સઘળા જવાબ જોબનની મસ્તીમાં આપે છે તોપણ ફીકર નહી કરી તેને ફરી લલચાવે છે) ગુજરી ! મારી સોનારૂપાની પાલખી જોવા આવે છે ? તું આવે તો તેમાં બેસાડી તારા સાથ આખી રાત હું સરગસ ફરૂ.

**ગુજરી**—તારી પાલખીને શું વખાણે છે ? લાલ લાલ લાકડીઓમાં મારે શું જોવાનું છે ? જાણે માણસની ઠાઠડી, આગળ પાછળ માણસને ઉપાડી મસાણમાં લઇ જતા હોય. તેમાં મારી બલારાત બેસે–મારા વાડામાં એવી તો તુટેલી ખાટ ધણીએ પડી છે જેના ચાર પાયાએ ચાર રતન જડ્યાં છે ને વચ્ચે રેસમ ભર્યું છે તેમાં તારા જેવા લોન્ડા મારે તાંહાં રોજ આળોટે છે.

**પાદશાહ**—મારી સોલ રાણી શીંગાર પેહરી ખુબ બની રહી છે. ચાલ દેખાડું ને તને સોલેમાં શીરોમણ કરી બેસાડું.

**ગુજરી**—જોઇ તારી રાણીઓ. એવાં બીબાંમાં[2] શું જોવાનું છે. એવી તો સહીંકડો છોરીઓ મારે તાંહાં છાસવાસીદા[3] કરે છે.

**પાદશાહ**—(જરા ગુસ્સો ચહડ્યો તોપણ) વારૂ મારો ફુલ (નાનો) કુમાર સારો રૂપવાળો છે. ચાલ તારા ખોલામાં આપુ, હેતે કરીને રમાડ. ને બે ઘડી બાદશાહી મેહેલમાં સંન્સારનાં લાવા લે. આવો કુંવર દેવતાઓને પણ દુલભ છે તો તેની માવડી થઇ મેહેલમા બેઠી માહાલની ? જંગલમાં રેહેવું ને મહીની માટલી લેઇ મહોલે મહોલે અથડવું એમાં શું સુખ છે ?

---

૧ હરાયુ ઢોર=હરખાયલુ ઢોર. ૨ બીબાં=બીબીઓ (તોછડાઇ). ૩ છાસવાસીદાં=કચરો પુંજો. ૪ દુલભ=મહેનતે મલે તેવો, પ્યારો.

**ગુજરી**—જોયો તારો કુમાર. એના કરતાં રૂપાળા છોકરા તો મ રે તાંહાં ભેસું હાંકે છે. મારી ગાયુંના ગોવાળ, ભેસુંના પેંદાર, ને દ.સીઓના ગુલામ પણુ તેના કરતાં રૂપાળા છે. કોના ભોગ લાગા છે કે તાંહા આવી પડદે પડે ? અમને કોનો ભે છે કે અમો છપી બેશીયે ? મારા વાસમાં વડને છાંએ બેસી બે ઘુટકા[1] છાસ પીયે તો તારી બધી બાદશાઇને વીસારી દે.

**પાદશાહ**—ગુજરી તારી આ મટકીમાં શું ભર્યું છે ને તે કેટલું છે. તારા ગોરસનું મુલ કર, તું માગે તે આપું.

**ગુજરી**—મારૂ ગોરસ તારાથી લેવાય નહી. તેનુ મુલ આપવા તારૂ ગજું નથી. મારૂં મહી સવા લાખે શેર વેચુ છઊં. જેને જોઇએ તે લે, નીકર, તારા જેવા મારા ગોધાને ખવરાવીશ.

**પાદશાહ**—ગોરી મારે તારૂં ખાટું ગોરસ જોઇતુ નથી. તારા જોબનનું મુલ કર તો તું માગે તે આપું.

**ગુજરી**—મુવા મારૂ જોબન તારાથી ખરીદાયું ? મારા ડાબા પગની જુતીની કીમતમાંજ તારૂં બધું અટમ કટમ ધુળ થાય, તારો બુઢો બાપ ને સોલે રાણી તેમાં સમાઈ જાય, તોપણ મારી જુતીનું મુલ વધે. તો મારૂ જોબન તારાથી લેવાયજ કેમ ?

**પાદશાહ**—ખરે, તુને જોઇ મારી સુરત અજબ બની ગઈ છે. તે ઉપર મોહી પડી ઘરમાં આવી ચાલ રંગરસ[2] રમની.

**ગુજરી**—જોઇ તારી સુરત. સાંમલી સુરતમાં શું જોવાનુ છે ? લાંબી ડાઢી તો સગડ વગડ ને મુછ તો જાણે બકરાની પુછ. મુવા માંકડા[3] જેવો તારો અવતાર. જાણે ભાર ભરવાનું ગધેડુ હોયની. તારા જેવાં તો જંગલમાં રોઝ[4] ફરે છે. તને ઘડી ઘડી કહુછ કે પાછા મહો સંભાલી બોલ, નહી તર કોઇ દી બે ચાર છપર મારી તારી પાગડી ઉરાડી નાખી મોહો લાલચોલ કરી ન નાખુ તો મારૂ નામ ગુજરી નહી.

---

૧ ઘુટકા=ગોટ. ૨ રંગરસ=ઇશકબાજી. ૩ માંકડો=વાનર. ૪ રોઝ=ગરીબ જંગલી પ્રાણી ભેંસ જેવું.

**પાદશાહ**—( ગુસ્સો ચહડાવીને ) તને જોબનની મસ્તી ચહડી છે ગુજરી! જોબન ઘણું ખરાબ છે. તું પાદશાહના દરબારમાં આવા કઠોર[1] બોલ બોલે છે, પણ અહી તું ઘેરાઇ છે. આજ તને હું અહીથી જવા દેનાર નથી.

**ગુજરી**—દીલ્હીના પાછા તને ઘડી ઘડી કહુછ કે મ્હો સંભાલી બોલ-બાપ મોડું શંભાલ-રાજાને રૈયત બેટા બેટી સમાન છે. માટે પાછા હું તારી દીકરી ને તું મારો બાપ છે.

**પાદશાહ**—તું દીકરી તારા બાપની, તારે મારે શાની શગાઇ? વધારે બોલીશ તો જુતી ખાઇશ, તું તો ગોગલની વહુ છો, ને હું તારો પલ્લો પકડી, હાથ ઝાલીને લઇ જઇશ.

**ગુજરી**—પાછા તને વારે વારે શું કહું, મને તું એકલી જાણેછ પણ હું સાત શક્તી[2]ની બેન છઊં, હું ભવાનીનો અવતાર છઊં. મારે વાંસે[3] નવ લાખ ગુજર ચહડે છે ને તે તારા ટુકડા કરશે.

**પાદશાહ**—ગુજરી તેં ઘણુ કહયું. (પછી સીપાઇઓને કેહ છે) શું જુવો છો તેની મટકીમાં લાત મારો જલદી તેનો ચીર ફાડી નાખી હાથમાં હીરાકન ને ગળામાં તુસ[4] નાખી ગુજરીને જડાવ બેડીઓ ઘાળો.

તેવામાં એક કેહતો બે ચાર ઉઠા ને મટકીને લાત મારી ને તેનો ચીર ફાડી નાખી તેને બંદીખાને નાખી. પછી ગુજરી તો રડવા ને પસ્તાવા લાગી કે "અરે મેં શાસુ નણુડના કહયા કરા નહીં ને દહી વેચવા આવી તેમાં પાદશાહના હાથમાં આવી ફશી. પણ અરે મારી કોઇ પણ ખબર લઈ જાય. મારી લાજ તો હવે ભગવાનના હાથમાં છે-અરે મને શું કમબખતી લાગી, મારે ઘેર શું કમી હતી કે કોઇનું ન માન્યું ને દહી વેચવા આ જુલમીના દરબારમાં આવી. અરે સુવાને મેં બાપ બાપ કરી બોલાવો પણ એ તરકડાને બાપ શા ને બેટી શું! પણ અરે! મારી કોઈ ખબર પોચાડનાર જ નહીં તારે કોઈ વાર[5]

1 કઠોર=કઠણ. 2 શક્ત=શક્તી, માતાઓ. 3 વાંસે=પછવાડી.
4 તુસ=તુસી ( સુનાની હાંસલી ). 5 વાર=મદદ.

પણ શાની કરે-જો વખતસર કોઇ ન આવ્યું તો આ મુવા મોગલ મારી લાજ ઉપર હાથ નાખશે ને જરૂર મારે મરવું પડશે. અરે એક દીવસ મરવું તો છેજ પણ આ તરકડાના ઘરમાં ને તે વલી ખુરે હાલે- અરે મરતી વખત આગ પાણીના સંસકાર[1] થવા કઠણ છે તો સગાના કે માહારા વાહાલા કંથ[2]ને લાડકવાયા હીરીઆ દેવરના મોહ તો કાંથી દેખું ? અરે હીરીઆ ! આ વખત ન આવ્યો તો પછી તારાં હેત શું કામનાં ? અરે તેં ખરી વખતે પોતાની ભોજાઇને શું વીશારી દીધી !" (ફરી પસતાઇને) "પણ તેનો શો વાંક, તેને શું ખબર પડે કે હું શાશુ નણુડની ઉપરવટ[3] થઇ મોગલના દરબારમાં ફશી છું. અરે કોઇ જઇને સંધેશો કેહે ? અરે હીરીઆ, મારા વાહલા દેવર, એકવાર તારી દુખીઆરી ભોજાઈની વાર કેમ કરતો નથી ? અરે નીર્દય ! અરે નવ લાખ ગુજરો આ વખત શું કામના છે ? તમો જારે લાજ લેવાઈ કે જીવ ગયો પછી આવી શું કરવાના ? કદી વેર લેશે તોપણ તે કાંઈ મારે જોવાં નથી. અરે હું અભાગણુને આ કમબખતી કાંથી શુઝી ? અરે આદ ભવાની, ઓ ખોડીઆર[4] ! આ વખત તું મારી વારે ધા[5]; હે ભગવાન ! તેં જેમ દ્રૂપતીની લાજ રાખી, નરસીં મેતાને હાર આપો, પાંડવને કાલાગૃહ[6]માંથી બલતા ઉગારા, તેમ તું મારી વારે ધા ! આ વખત મારો ઈલાજ નથી. અરે પ્રત્યક્ષ[7] સુર્ય નારાયણુ, સતીઓના સત તું પાળતો આવો છે ને આ વખત મારી વાર નહીં કર તો પછી તુ પ્રત્યક્ષ દેવ શાનો ?" એમ ઘણાં ઘણાં વાના કહી આંશુંપાટ રૂદન કરે છે તેવામાં જાણે પરમેશ્વરે જ મોકલો હોય તેમ તે ગુજરીના સતથી કરી તેની આંખ સાંમે એક બ્રાહ્મણ પેદા થઈ આગલ આવી ઉભો. બ્રાહ્મણને કેહે છે કે "વીરા વીપ્ર ? તું ઉતાવલો માડવગઢ જઈ મારા હીરીયા દેવરને કેહે કે તારી ભોજાઈ બંદીખાને પડી છે તો તને મારો નવસરો હાર

---

૧ સંસકાર=પ્રાપ્ત થવું, મલવું. ૨ કંથ=ભરથાર. ૩ ઉપરવટ=ઉપરવારી. ૪ આદ ભવાની ને ખોડીઆર=માતાઓના નામ. ૫ ધા=દોડ. ૬ કાલાગૃહ=જં[illegible]નું. ૭ પ્રત્યક્ષ=જાહેર.

આંપુ." તેણીએ તો પછી પોતાનો ચીર ફાડી તેનો કાગલ કરો, પોતાની પાસે કાંટો પડો હતો તેની કલમ કરી, ને પોતાની આંગલીમાં તે ભોકી લોહી નીકલીયું તેની શાહી કરી નીચે પ્રમાણે એક કાગળ લખો:—

મારા લાડકવાયા દેવર હીરા—

મારી શાશુ નણદીનાં વારાં[1] ન માની દીલહી શેહરમાં હું મહી વેચવા આવી–પણ મારાં મહીની વાત તો એક કોરે રહી ને સવ કોઈ મારાં જોબનની ખરીદી કરવા આવ્યું. તેમાં મને બાદશાહે ધરાધરી[2] પોતાની હજુરમાં ખેંચી મંગાવી–તે સાથ મેં ધણીએ હઠીલાઇથી વાડ-વીવાડ[3] કરો. તેને મેં બાપ કરી બોલાવો પણ મુવો તરકડો; તેણે તો મારી લાજ લેવાજ વીચાર કરો. મારી ચીર ચુંદડી ફાડી નાખી. મટકીનાં મહી ઢોલી નાખાં ને છેવટ પલો પકડી કેદમાં નાખી છે. જે વેળ જાય છે તેટલામાં તે મુવો મારી લાજ ઉપર આવશે, ને તેજ વેળા મારે મરવું પડશે. ને પછી આખા ગુજરમાં કુલની લાજ જશે. અરે તું આવો શુરો. તારે વાંસે તો નવ લાખ ગુજર ચહડે તેની લાડકી ભોંજાઈ આ અવસ્થામાં તર્ક[4]ના ધરમાં મુઈ એ વાત જ્યારે લોક જાણશે તારે તું ચોરામાં ને નાતજાતમાં શું મોહ દેખાડશે. માટે હીરીઆ વેહેલો આવ. તારી ભોંજાઇ કેટલાં સંકટમાં છે તે તુંને આ બ્રાહ્મણ કેહેશે. વધુ શુ કહું, તું ખરો ગુજરનો બેટો હો, તારી ભોંજાઇ માટે તને લાગતું હોય ને લોકમાં આબરૂ ગયાથી ડરતો હો તો નવે લાખ ગુજરને શજ[5] કરી આવજે. પાણી પીવા રહેતો ના." નીકર હવે જે ઘડી જાય છે તેમાં તારી ભોંજાઈનું પતીવૃત્ત[6] જાલવવા ખાતર મોતને શરણે થશે.

તારી લાડકવાઈ ભોંજાઈ.

માન ગુજરી.

૧ વારાં=મના. ૨ ધરાધરી=છેક નજીક. ૩ વાડવીવાડ=તકરાર. ૪ તર્ક=તુરકી, મુસલમાન. ૫ શજ=તૈયાર. ૬ પતિવ્રતા=ચોખી સ્ત્રી.

બ્રાહ્મણ ઉતાવળો કાગળ લઇ ચાલ્યો ને માડલગઢ જઇ જાંહાં હીરીઆ છેલ દાહેરો[1] ભરી બેઠો છે તેમાં જઈ તેણે કાગળ નાખો. ને કહુ હીરા ગુજર આ કાગળ વાંચો.

કાગળ વાંચતાં જ હીરાના હઇઆમાં આગ ઊઠી કે "અરે! મારી ભોંજાઇ બંદીખાને પડી. અરે આ તો મારૂ નવખંડમાં નામ ગયું! હીરો કે જેનો પવન-વેગી ઘોડો છે, જેની બરછી બાર બાર હાથ ઉડે છે ને તરવાર તો હંમેશાં જાણે લાલ પાન ચાવતી હોય તેમ લોહીથી તરસેહ છે." હીરો શુર કાગળ વાંચતાનેજ પોતાના ભાઇ પાસ દોડયો, જે પોતાના મિત્રો સાથે આનંદમાં બેઠો સોના સોગટે રમતો હતો. તેને કહયું "સોગટાં શું રમે છે ભાઇ! તારી બૈરી કેદ પડી છે ને નવખંડમાં આપણું નામ ગયું!"

ચંદા—ખરે? પણ ઠીક થયું! આપણી માનું રાંડે ન માન્યું. ને ઉપરવટ થઇ વેપાર કરવા ચાલી, તો ભલે કેદમાં પડી. એવી તો હું બીજી બે ચાર પરણી લાવીશ. પણ દીલ્હી શેહેરમાં મરવા કોણ જાય?

હીરો—ફટ ચંદા, મારા ભાઇ આ શું બોલે છે? તું કુલમાં છોકરી કાં ન સરજ્યો. જો તું સુત થયો હોત તો તેની પાગડી કરી ધારારા રજપુત બાંધી દલ્હીને લુટીને લાવત. પણ અરે! ભુંડા તુંને લાજ લાગતી નથી ને મરવા ભાગો ડરે છે? અરે ખરેજ તેં તો કુલને એબ લગાડી.

આ વેણથી મોટા ભાઇને તો લાગલી જ ચાટી[2] ગઇ ને મેણુ ધા સરખું લાગ્યું. તેણે તો એકદમ ઢોલ વગાડી નવ લાખ ગુજરને તઇયાર થવા હુકમ આપ્યો.

ઢોલનો અવાજ સાંભલતાને નવ લાખ ગુજર સજ થઈ ચંદા ને હીરા ગુજરની તેનાતમાં[3] આવી ઉભા. તેઓ સરવને કસુંબા પાઈ શીરામણ[4] કરાવી તાજા કરા ને પછે એક હારમાં સર્વને ઉભા કરી

૧ દાહેરો=મંડલી. ૨ ચાટી ગઇ=એકદમ ગુસ્સે થયો. ૩ તેનાત=સાથ, તાબામાં. ૪ શીરામણ=નાસ્તો.

હીરો બોલીયો "ભાઇઓ! આજ તમારી મદદનો ખરેખર ખપ પડયો છે. દીલ્હીના પાછાએ આપની લાજ ઉપર હાથ નાખવાનુ કરૂ છે. તે સહન કરૂ તો મને દુનીઆમાં ગલીનો ચાંડલો ચોટે એટલુંજ નહી પણ નવ લાખ ગુજર ભાઇઓ તમ સર્વને શરમાવું પડેજ. ને આ વખત તમારી તરવાર કામ ન આવે તારે પછી તે કહે વખત કામ આવવાની હતી? મને ભરોશો છે કે તમો સર્વ ભાઇ ખરી હીમતથી મદદ આપશો તો એ તરકડાઓના શા ભાર છે? ખરે, તેણે સુતા સીંહને છેડો છે. માટે ભાઇઓ! આ વખત તમારે પાછુ પગલુ ભરવું નહી. તોપણ વલી કહુ છકીં કે જેને મોતનો ડર હોય તેણે સુખેથી ઘેર જવું. મારો આગ્રહ એમ નથી કે અણગમતે મને આવવું."

તારે કેટલાએક ગુજરના પટેલીઆ મુછ ઉપર હાથ નાખી ઉઠા. "આપા[1]! એવો કોણ નામરદો હશે કે આ વખત પાછાં પગલાં દેશે? મરવું એક વાર છે પણ આપાની લાજ ઉપર હાથ નાખવા એ તરકડે વીચાર ન કરો ને જોગમાયા જેવી માન ગુજરીના સત તોડવાના વીચાર કરવા બેઠો તે ઉપરથી અમને તો એમ ભાસે છે કે પાછાનુ ભુંડુ થવાનુ છે. નીકર[2] એ સતી[3] ને કેમ છેડે. આપા નકી જાણજો કે અમારામાંનો કોઇ આ વખત પાછું પગ દેનાર નથી. અમે એક એક મરી દલહીની બજારમાં ટુકડા થશું તાંહાં સુધી તો અમારી માનના વાલ[4]ને પણ તે છેડી શકે એમ અમે તેનો ભાર ગણતા નથી."

તારે હીરો બોલો "શાબાશ ભાઇઓ! તમને એજ ઘટે!" પછી પોતાના મોટા ભાઇને કેહ છે, "ચંદા! જોછ શું. થાઓ શાબડા!" એમ કહી હીરો ને ચંદો મા પાસે રજા માગવા ગયા. તારે માએ કહ્યું "જાઓ દીકરા ફતેહ કરો. તમને જોગમાયા[5] રક્ષા[6] કરશે. બેટા મોત ભાગા ડરી રખે ગુજરના નામને બબ લગાડતા?" આવા વચન સાંભલીને તો બને ભાઇને બમનુ શુર ચહડયું, ને એકદમ ઘોડા-સવાર

---

૧ આપા=બાવા (આબરૂ અર્થ). ૨ નીકર=નહી તો. ૩ સતી=પાખ સ્ત્રી. ૪ વાલ=બાલ. ૫ જોગમાયા=જગતની દેવી. ૬ રક્ષા=બચાવ.

થઈ તીર કાંમઠાં, ઢાળ બખતર પેહેરી દીલ્હી ભણી ચાલ્યા. ત્રીજે દહાડે દીલ્હી પોચી પ્રથમ તો નદી કાંઠે ધોબીઓ ધોતા હતા તેમનેજ લુટા. પછી દરવાજે જઇ દરવાણીને મારો. પછી "હનુમાન! હનુમાન!" કરતા એક કીકીઆરી કરતા સર્વ ગુજર બજારમાં પડી લુટવા મંડા ને દીલ્હીની બજારમાં તો કેકાણું[1] મચી રહયુ. અલબેલા[2] જેવા ગુજર કાપડીઆની દુકાન લુટી શેલા પાગડી માંથા ઉપર વીટવા મંડા ને મીઠાઇના તો તૃમ[3] થયા તાં સુધી નાસતા કરા. વાણીઆ તો રડતા રડતા પાદશા પાસ ગયા ને કેહેવા લાગા "પાછા તારા શેહેરમા ગુજરોની ધાડ[4] પડયું. સર્વને લુટી લીધા ને જોઇ શું, વસ્તીનુ કોઇ ધણી ધારી છે કે નહી?" પાદશાહ તો મેહેલ ઉપર ચહડી જુએછ તો ગુજરોના ટોલાં ઉપર ટોલાં આવે છે, ને તે આડે[5] કાંઇ શુજતું નથી. તે ઊપરથી બાદશાહે દંકો કરી ફોજને ખબર આપા કે આરબ-પથાણ સર્વ હથીઆર બાંધી તઇયાર થયા. તેવારે ગુજરી ફોજ બાદશાહી મેહેલના મોટા ચોક આગલ આવી ઉભી. બાદશાહી ફોજ સામે થઈ. ને રણશોર મચી રહયો. ધણા ગુજર ને પથાણ એક બાજાને હાથે કપાઇ ગયાથી રાજચોકમાં તો જાણે હોરીના ફાગ રમાયા હોય તેમ લોહીથી ચોક લાલચોળ થઇ રહો. બાદશાહને તો ભય લાગો કે એક ગુજરી સારૂ આ બલા મેં કાંથી માગી? તોપણ તેણે ગોખમાંથી ચંદાને હાકું કરી કહુ "અલા? અણચીતા આવી સુતા ઉપર પડવું એ બાદુરના લક્ષણ નથી. ખરા શીપાઇ બચા હતા તો ચેતાવીને આવવું હતું." તારે હીરીઓ જરા શરમાયો. બાદશાહના કેહવાથી તેને માઠું લાગું તારે તરવાર બંધ કરી બાદશાહને કહું "બાદશાહ તેમ હોય ને અમારી શીપાઇગીરી જોવી હોય તો તારી ફોજને મેદાનમાં તઇયાર કર." પણ બાદશાહે જાણું કે તેમ પણ ફાવવાના નથી, ને ગુજરી તો લેશે તારે એક રસ્તો કાહડો કે "ચાલો મેદાનમાં આપણે

---

૧ કેકાણ=ખમસાણ, રડેરાડ. ૨ અલબેલા=ફાંકડા. ૩ તૃમ=સંતોશી. ૪ ધાડ=છાપો. ૫ આડે=સાંમે.

ફોજ સામાસામી ઉભી રાખો, ને ગુજરીને બંને ફોજથી સરખે અંતરે બેસાડો. જો ગુજર હારે તો ગુજરી મુકી ચાલતા થાય, ને જીતે તો ગુજરીને પીરથી[1] વળાવાની માફક બેન તરીકે પાદશાહે વળાવવી.

તે પ્રમાણે દીલ્હીની બાર જમના કાંઠેના મેદાનમાં બંને ફોજે સામસામા પડાવ નાખા. બાદશાહ ગુજરીને લઇ એક બાજુ સરખે અંતરે બેઠો-બાદશાહી ફોજમાં નગારાં વાગવા માડાં, ને ચોતરફ તેજ ને નીશાનના ફડફડાટ અને આરબ મકરાણીના કલબલાત[2] આડે કાન પડો શબ્દ સંભલાય નહી તેમ થઇ પડયું.

આણી કોર ગુજર પણ ઢોલના અવાજ ને શરેણાઇઓ વગાડી માહાકાલીની પ્રાર્થના કરવા લાગા-ને ભાટ તથા બંદીજન[3] શીધુડા[4] માર્ઇ ગુજરોને શુરાતન ચહડાવા લાગા ને દરએકના મનમાં એમ થયું કે સર્વ પેહેલા હુ પેહેલો જઇ એ તરકડાની દાઢી ઝાલી પછાડી ગુજરીને લઇ આવતો રહું! ને ફકત સર્વ ચંદા ગુજરના હુકમ માટે ખોતી હતા.

ચંદા વખત થયો કે હાથમાં જોગમાયાનુ ત્રીશુલ[5] લઇ "જય અંબે!" કરી આગલ દોડો કે નવે લાખ ગુજર કીકીયારી કરી પાદશાહી ફોજમાં જઇ પડા. તેવાજ થોડો વખત તો પઠાણે પણ તરવાર અચ્છી ચલાવી. દશ વીશ હજાર ગુજરને ઢાળી પાડા, પણ થોડી વારમાં દાબા પડખાના મકરાણી લશકરનો જમાદાર પડો, ને તે લોકોએ મારગ દીધો કે પઠાણની હીમત પણ નરમ પડી-તોપણ થોડો વખત જંગલી આરબો મોત માટે જરા પણ વીચાર ન કરતાં ગોલીના વરસાદ વરસાવવા લાગા, તેથી ગુજરો પઠાણ તરફ વધી શકા નહી, ને તેવામાં થોડા થઇ પઠાણો નાસવા માંડા. ઘણો આરબ કપાણો

---

૧ પીરથી વળાવવી=બાપને તાહાથી પાછી મોકલવી. ૨ કલબલાત=શોરબકાર.
૩ બંદીજન=માંગણ. ૪ શીધુડા=લડાઇમો રાગ. ૫ ત્રીશુલ=માતાનું હથ્યાર.

તોપણ તે હઠા નહી, તથાપી તેઓએ જાણ્યું કે પાછલ હવે ઓથ[1] નથી ને બાકી રહયા તે પણ થોડી વારમાં ફોકટ કપાઈ જશે. તેઓએ લડાઈ બંધ કરવા બાદશાહની રજા માટે માણસ મોકલીયું કે બાદશાહે તુરતજ તે કેહેન કબુલ કરી સુલહનો વાવટો કરો. કે ગુજરોએ લડાઈ બંધ કરી પોતાના મીલમાં[2] આવ્યા. તેઓ થંડા પડી વીચાર કરે છે તેટલામાં બાદશાહે ગાજતેવાજતે ગુજરીને સાસરવાશો[3] કરી બેનની આફક કપડાં આપી વીદાય[4] કરી. વીદાય કરતી વખત બાદશાહે તેને પરવાનો લખી આપો કે આજ પછી દીલ્હીની બજારમાં ગુજરીઓ વણજ[5] કરવા આવે તો તેનો કર નહી, ને બાદશાહી ફોજ કોઈ પણ મોમ[6] પર જાય તારે ગુજરની ફોજ મોરે[7] ચાલે. હીરીઆ ને ચંદાને ખાસ પોશાગ કરી આપા, ને ગુજરની ફતેહની નીશાનીમા ગુજરને પાદશાહી મેહેલ તલે છત્રી હોઢી ફરવાની પરવાનગી આપી.



૧ ઓથ=આડચા, બચાવ. ૨ મીલ=હાર. ૩ સાસરવાસો=સાસરે મોકલતી વખતે દીકરીને આપવું પડે તે. ૪ વીદાય=રજા. ૫ વણજ=વેપાર. ૬ મોમ=ચઢાઇ. ૭ મોરે=આગલ.

## જેમંગલ હાથીનું કુવરી હરણુ.

કનોજમાં રાજા ઉદયસિંહ થઇ ગયો તેના રાજમાં કોઇ રીતની ખામી ન હતી. રાજા પોતે શુરો, ડાહો ને વિચારવંત એટલે તેના પ્રધાન અને કારભારીઓ પણુ તેવા લાયક માણસો હતા. તેનાં પૂર્વજો[1] અસલથીજ બળથી રાજ વધારતા આવેલા ને ડાહપણુથી કારભાર ચલાવતા. તે એટલે વેર કે દરેક માણુસને તેની લાયકી પ્રમાણેજ પદવી મલતી. સેનાની યોજના[2] પણુ સરસ રીતે કરેલી એટલે રાજ વધારી આસ પાસના દેશોમાં પોતાના નામનો ડંકો વજડાવી શક્યા હતા. તેવા પૂર્વજોનાં કુળમાં રાજા ઉદયસિંહ અવતરયો ને તેમની રીત રેવાજે ચાલતો, એટલે સહેજે મોટા રાજામાં ગણાયો હતો.

શૂરાતન ને હુસ્યારી સાથ ઉદયસિંહના રૂપમાં કોઈ ઉનપ[3] ન હતો. તે જાતે બહુ રૂપાળો ને તેજસ્વી હતો. તેને પ્રભાવંતી નામે એક પટરાણી હતી જે ઉંચા કુળની, ખુબસુરત ને નીતીવાન હતી. રૂપ ગુણમાં રાજા રાણીનું તો દુન્યામાં એક યથાર્થ[4] જુગલ જોડુજ હતું. તેમને પેટ સંતતી અવજી[5] એક માત્ર છોકરો હતો. તેનુ નામ રૂપસિંહ હતું. રાજાને પ્રભાવંતી ઉપરાંત બીજી સાત રાણીઓ હતી, જેમનાથી તેને કાંઇ વસ્તાર[6] થયો નહતો, એટલે રૂપસિંહ આઠ માયનો લાડકવાયો હતો. રાજાને મન તેને દેખી હરખજ થતો. એવું રાજ, એવી રાણીઓ, એવો પુત્ર ને ત્રણે તેજવાન, તેથી

---

૧ પૂર્વજો=વડીલો. ૨ યોજના=ગોઠવણુ. ૩ ઉનપ=ઓછુ. ૪ યથાર્થ=જોઈએ તેવુંજ. ૫ અવજી=બદલે. ૬ વસ્તાર=છોકરાંછૈયાં.

રાજા નસીબવાળો ગણાતો હતો. તેવાં સારાં વાનાં પરમેશ્વર તૂઠે ત્યારેજ મલે છે-કાંઇ માગ્યાં મલતાં નથી.

ધ્રન ચંગી, ચંગો ધણી, ચંગો મંગણહાર,
ભલા તોરીકા ચાડીકા, એતો તું તૂઠે કીરતાર.
ઊંચે ગોખે બેસવું, ગર્દે આવે મલ,
સુંઢાળા સારસીઊં કરે, લખ્યા લાભે લલ.
પાતલ પેરણ ને લલ ચરણ, ભોમ અર્ક્ષી ભલ;
એતાંય લાલચ ન લભીયે, ઇંતો લખ્યા લાભે લલ.
શીર ઉપર ચમર ધડે, આઠે પોર અજલ,
એતાંય લાલચ ન કીજીયે-લખ્યા મલે લલ![1]

રાજાને ત્યાંહાં એકજ પુત્ર ને વલી એટલો લાડકવાયો કે તેની આઠે માઓ તેનુ ઘણુ ઉપરાળુ[2] કરતાં તો એવો કુવર મૂર્ખ, અને સ્વચ્છંદી[3] થઇ જાય ખરો, પણ રૂપસંગ તો સ્વભાવે નરમ, નીતીવાન ને ચતુર નીકલો હતો. તેની સંગતીમાં રાજાની કચેરીના અમીરનાં જુવાન છોકરા ફરતા તે પણ ગુણવાન હતા. તે સર્વે સમાન[4] વયના હતા. તેમની એક રાજ ટોલકી જુદીજ બાઝતી. કુવરના મોહલમાં તેઓ રોજ સવાર સાંજ પોતાની દરબાર ભરતા અને રાજકળા દર્શાવતા. તેમાં પ્રધાનનો છોકરો કુવરને વધુ પ્રિય ને ડાહો હતો. આ બે સરખે સરખા સારો દીવશ સાથ રહેતા ને એકમેકની સઘલી વાતમા ભાગ લેતા હતા.

હવે શહેરમાં મોતીચંદ કરી દીવાન હતો. તેને પુસ્પાવતી નામે એક કુંવરી હતી. આ કુવરી ઉમરે પુગતાં ભરપુર મદમાં આવી હતી. પરણવાના ઉમંગમાં ને ઉમંગમાં[5] તે ગળી રહી હતી પણ પોતા સરખો વર ન મલેથી તેનાં માંગા[6] પાછાં વળતાં હતાં. તેણીએ

---

૧ આ ચારણી ભાષાનું કવીત છે. ૨ ઉપરાળુ કરતાં=લાડ લડાવવો. ૩ સ્વચ્છંદી=પોતાની ખોરા કરનારો. ૪ સમાન=બરોબર. ૫ ઉમંગ=આશા. ૬ માગાં=માંગણી.

એક પોપટ સોનાના પાંજરાંમાં પાલી તે સાથે બહુ વાહલ બાંધ્યો હતો. તે બંને એકઠાં બેસી જમતાં ને વાદવીવાદ કરતાં. એમ એક દીવશ પોપટ સાથ કાહડતાં પોપટ બોલ્યો—“ બાઇ તને હુ રાજાના કુવર સાથ પરણાવી આપું.” કુવરીએ કુવરને જોયલો એટલે તેનુ વદન[1] તેના મનમાં રમી રહ્ું હતુ પણ પોતે દીવાનની છોકરી એટલે મનની વાત મનમાજ રાખી હતી. પણ પોપટથી કંઈ પેરે બાપની અજાણમાં વાત બને તો તે બહુ ખુશી હતી. તેથી પોપટનો ભાવ જાણી તેને પાજરાંથી છોડી મેલો. પોપટ ઉડી જાંહાં કુવર બપોર તાણે બાગમાં બેઠો છે તાંહાં ચાપાનાં છોડ ઉપર જઇ બેઠો. બેઠો બેઠો વેદ શાસ્ત્રનાં શ્લોક બોલવા મંડયો કે તેની શ્યાણપત જોઇ કુવરે તે ભણી કાન ધરયો. પોપટનુ ધ્યાન તો પોતાના શ્લોકોમાંજ હતું તોપણ તે માંહી માંહી કોઇ વખત, પદ કવત પણ બોલી જતો હતો. કુમારે ખુશી થઇને નજીક આવવા માંડયું. જારે છેક પાસે પુગો તારે પોપટ નીચીં ડાળપર બેઠો ને પોતે જાણે માણસ હોય ને કુવર કોક પોપટ હોય તેવે ઢોંગે પઢાવવા મંડયોઃ—

પઢોરે પોપટ રાજા રામના, સતી સીતા પઢાવે;
પાસે બંધાવી પાંજરૂં, મુખે રામ જપાવે;—પઢોરે
પોપટ તારે કારણે, લીલા વાંશ વઢાવું;
તેનું ઘડાવું પોપટ પાંજરૂં, હીરા રતને જડાવું;—પઢોરે
પોપટ તારે કારણે શી શી રસોઇ રંધાવું ?
શાકરના કરી ચુરમાં ઉપરથી પીરસાવું;—પઢોરે
પાંખ પીલીને પગ પાડુંરા,[2] કોટે[3] કંઠલો કાલો;
નરસાઇના સ્વામીને ભજો, રાગ તાણી રૂપાલો.—પઢોરે

કુમારને આ ગીતડું[4] બહુ મીઠુ લાગું—પોપટને મોથી પોપટને

૧ વદન=શરીર. ૨ પાડુંરા=પીલા. ૩ કોટ=ગરદન. ૪ ગીતડું=ગીત.

ભણાવતો સાંભલી જેવું બચાંનાં મોહનું કાલુ કાલુ[1] બોલવું હોય તેમ લાગ્યું. તેથી કુમારના મનમાં તેને ઝાલવાનો કોડ[2] થયો. તેવામાં પોપટ બોય ઉપર આવી બેઠો. કુમારે સાવાને[3] હાથ લાંબો કરે કે પોપટ નીચી ઉડણે આગો નાઠો. પછી રાજા આડો અવળો દોડે કે તે નીચો ઉંચો ચઢો. ને હાથમાંથી પંખી નાસ્તોજ ફરે. પછી તે ચપળ પક્ષી બોલ્યું કે "મને મારી બાઇ વના કોઇ ન ઝાલે—તુ તે કોણ ઝાલનાર!" તારે રાજાએ પુછ્યું કે "તારી બાઇ કોણ છે?" પંખી બોલ્યો કે "તું જો મને મુકી દેવાનુ વચન આપે તો તારા પાસ આવી મારી બાઇની વાત કરૂં." વચન લઈ પોપટ ને રાજા એકાંતે બેઠા ને પંખીએ પોતાની બાઈનુ વખાણ કરવા માંડયું. તેણીનુ રૂપ વર્ણન સાંભલી કુવર છક થઇ ગયો કે પંખી બોલ્યો—"એ રાજા! તું જો વરવાનું વચન આપે તો તારો ને મારી બાઇનો કાલ મેલો[4] કરી આપુ." રાજા તો તેણીનુ રૂપ જોવાને ટમટમી[5] રહ્યો હતો તેથી તરતજ વચન આપ્યું. પછી પંખીએ રાજાને સહવારમાં શ્હેર બાર બે ચાર ગાઉ ઉપર કોઇ ફુલવાડી હતી તાંહાં પોતાની બાઇને મોકલવાનો વદાડ કરી ઉડી ગયો.

બીજે દીવશે પુશ્પાવતી માધેવનાં મંદીરનાં દર્શણ કરવાની મીટે[6] સોળ સંગાર સજી બની ઠનીને માફામાં બાર નીકલી. સવારનો પોહોર ફુટયો છે. સારૂ શહેર નિદ્રામાંથી હમણાંજ ઉઠયું છે. સ્ત્રીઓ વાડા ઝાડી ચોક ચિત્રામણ કરે છે. ને કેટલીકો માથે પાણીના બેડલાં લઇ ગીત ગાતી પાણી ભરવા જાય છે. કેટલાક લોક કચેરીમાં બેસવા જાય છે. વટેમાર્ગુ લોક જા આવ કરીને એકમેક સાથ ચોવત[7] માડે છે. બજારૂ લોક કોઇ દાણાં, કોઇ શાખ, લઇ વેચવા આવે છે. ખેતી ને ગોવાલ્યા બળદ ને ઢોર હાંકી સીમની બાર પડે છે. હવા ખુશ ભરી લાગે છે એટલે કોઇ પગે, કોક ઘોડે, ગાડી ને

---

૧ કાલુ=તોતડું. ૨ કોડ=હોંસ. ૩ સાવાને=પકડવા. ૪ મેલો=મેલાપ. ૫ ટમટમ=આતુરીથી અધીર એવો. ૬ મીટે=મસે, નામે. ૭ ચોવત=તાએલું.

મ્યાનામાં બેશી હવાની સેલ મારવા નીસરા છે. લોકો આપ આપના ઉદ્યોગનો પ્રારંભ કરે છે, તેમાં કેટલાક દેવાલયમાં[૧] જતા ને કેટલાક નદી ઉપર સ્નાન કરતા. દેવની પુજા થાય છે તહાં નોબત, ઘંટ, ઝાલર, વીગેરે વાગી રહાં છે. નદી ઉપર સ્નાન કરતાં ગોઘાટ મચી રહો છે. નદી તીરે સ્ત્રી પુરૂષનો ઠઠ આનંદદાયક દેખાવ આપે છે. નિકટમાં ઝાડ ડાળીએ બેસી પંખિયો કલ્લોલ[૨] કરી કાનને ચારે મરથી ઉસકેરે છે. સારંશ, સવાર ટાણે કોઇ હિંદુ શેહેરની બાર નદી તીરનો દેખાવ ચિત્ર વિચિત્ર જેવો લાગે છે. ને તેનું સુખ બે ઘડી ભોગવવા કોઈ મુંઢને પણ આનંદ થાય છે.

એવો દેખાવ જોતી ને પોતાના દીલને આનંદ પમાડતી સુંદર પુસ્પાવતી અદભુત[૩] ભુષણો પેહરી રથમાં બેસી જાય છે. એક તો તેનું વદન[૪] ઉમંગે ભરયું છે ને બીજી તરફ સ્રષ્ટિ તેનાં ફુલેલાં ખેતર, વાડી ને ફુલેલાં વન અને ફુલવાડીનો મનોરંજક દેખાવ આપે છે! તે વચેથી એક નિર્મળ નદીનો પ્રવાહ ચાલી જતો હોયની તેમ પુસ્પાવતી વેહી[૫] જાય છે. તેની પણ એક અજબ શોભા છે!

આમથી રાજકુંવર ઘોડે બેશી આવે છે. પ્રધાન સુત જે તેની દરેક સહેલમાં સોબતિ હતો તેને આ વેળા વેગળો કરી રાજા એક પોહોરમાં પાછા આવવાનો વદાડ કરી નીસરો છે. વાડીમાં બંને જન મળી નેણુનાં સ્નેહમાં સમાઈ ગયાં. પછી ચોસરની બાજી માંડી રમવા બેઠાં. એક તો બંને વાહલનાં ઊછંગમાં[૬] છે ને બીજી તરફ વાડી સોભા વણ પ્રેમને ઉસકેરે છે. કેળ, લીંબુ, દાડમડી, ફણુસ, અંજીર, દ્રાક્ષ, વિગેરે ફલોએ કરી લુંબઝુબ બની રહી છે. મોગરા, મગી, મરેઠી, ગુલાબ ને ચંપેલી વિગેરે નાના પ્રકારનાં પુષ્પનાં છોડવા ફુલનાં ભારથી વાંકા વળી બેહક બેહક મારે છે. કોયલ, બપૈયા, મોર, સુડા વિગેરે પક્ષીઓનાં મધુર સ્વરે કોઇ વાજીંત્રની

---

૧ દેવાલય=દેહેરાં, મંદીર. ૨ કલ્લોલ=ગોંગાટ. ૩ અદભુત=અનાયબ. ૪ વદન=શરીર કબુલાત. ૫ વેહી=ચાલી જવું. ૬ ઉછંગ=ખોળો, ગોદ.

પણ ગરજ રહી નથી. મધ્યસ્થમાં એક વિશાળ તળાવ છે. વાડીના વચ્ચે વચ્ચે કોઇ સુખિયા ચશ્મા અને ચેહબચા[1] બનાઇ રહા છે. સુગંધ ભરે આ શિતળ વાયુ ફુલને ઝોકાં ખાતાં કરી માણુસને સંસારનું ભાન ભુલવી નાખે છે તે એટલા સુધી કે વાસનીક હોય તે છતાં પણ આહીં થોડી વાર વિદેહી થઇ બેસી રહે તો બીજાઓને ત્યાંહાં વખત ભુલી જવો તે તો શી મોટી વાત ? ને આ બે નવજુવાન જોડું-એક ફુટડો[2] ને બીજી ફુટડી-પોતાના પહેલા મેલાપમાં એવાં મશગુલ બનાં છે કે સર્વ વાતનું ભાન ભુલી જઇ રમતમાં ત્રણ પોહોર કાહડયા; તોય પણ હજી એક પોહોર પણ થયો નથી એવા ભાનમાં છે. બિચારાંનો આમાં શો દોષ હોય ? રૂપસિંહ પોતાના મિત્રને એક પોહોરનો વદાડ કરી આવ્યો છે; અને પુષ્પાવતી પુજા કરવા જેટલીજ વેળ માગી આવી હતી; પણ જારે તેઓ પોતાની વાતચીત ને ચોસરની બાજીથી તૃપ્ત થઇ એક મેકને વલતે[3] દીવશ વરવાનું[4] વચન આપી ફિરયાં તારે મધ્યાન ઉપર ત્રણ વાગતાનો સુમાર થયો હતો !

સવારના પોહોરમાં જારે રાજસુત ને દીવાનની દીકરી પોતાનો મેલો[5] કરવાને શેહેર બાર નીકલ્યાં કે તે અરસામાં શેહેરમાં એક અચાનક બનાવ બન્યો. કનોજ ને અજમીરનાં રાજા વચ્ચે પેહેડી દર પેહેડીનું વેર ચાલતું આવેલું પણ ખુલી ચઢાઇ કરવાનો જોગ ન મલ્યાથી દરેકના અંતરમાં સરસાઇ માટે હામ[6] રહેતોજ હતો. આ વખત રાજાનો એક સરદાર કાંઇક કામ ઉપર પોતાના લશ્કર સાથ વહીઓ જાય છે તેણે વીચાર્યું કે દુશમણના રસ્તેથી જાઉ છું તો ચાલ, કાંઇ ખેલ મચાવતો જાઉ. તેણે તો શેહેરના દરવાજા પાસે જમાદાર શીપાઇ હશે તેને ધા કરી કહ્યું કે—'તારો રાજા હોય

૧ ચેહબચા=પાણીની હોજ. ૨ ફુટડો=કુંવારો. ૩ વલતે=બીજે. ૪ વરવાનું=પરણવાનું. ૫ મેલો=મેલાપ. ૬ હામ=ખંતીપણું.

તો કહે કે ચેતજે' એમ કહી પાંદરથી ગાયોનું ટોલુ તગરતો[1] લેઇ ચાલ્યો. હવે દીવસનો એક પોહોર ચહડયો છે, તે ગામનો રાજા રાજ સભા ભરી બેઠા છે, માથે સોનાનું છત્ર ફરે છે, રાણા રાય પટાવત પ્રધાનો ભેલા થયા છે, તેમાં નાના પ્રકારની વાત ચાતુરી ચાલી રહી છે—તેવામાં નગરમાં એક ભુમ થઇ. ધસમસ[2] કરતાં લોક કચેરી વચે આવ્યાં કે સઉ કોઈ શોકમાં પડા—"હે રાજા! તારા નગર વીશે શત્રુનો સુબો ધા કરી જાય છે." રાજા જાતે શુરો છે ને સભામાં પણ માહા જુંજાર (શુરા) બેઠા છે. તે સાંભળતાંજ તાંહાથી એકદમ સર્વે હથ્યાર લઈ ઉભા થયા. નગર વચે પડો[3] વજડાવ્યો કે સર્વએ રણમાં ચઢવું, જે રાજાના દેશમાં રહેતો હોએ કે જે રાજાનું અન્ન ખાતો હોએ તેણે આ ઘડી ચાલી નીસરવું, પછી પાંચથી તે પચાસનો, પાલો કે અસ્વાર, જે રણ વીશે નહી આવશે તેને રાજા ઠોર મારશે. રાજાની એવી આણ વરતી છે એટલે શહેર વચેથી સઉ કોઇ પછી સવાર કે પયાદો ચાલી નીસરે છે ને અજમીરના સુબાની પીઠ પકડે છે. ભેલા થતાં જુદ્ધ થાય છે તેમાં અજમીરનાં પાંચ દસ હજાર આદમી છે ને સામાનાં ત્રીસ ચાલીસ, તેથી સુરસિંહે પોતાની હાર કબુલ કરી, એટલે રાજાએ તેને જવા દીધો. રાજા પોતાની જીહીતથી હરખ્યો તેથી પાદર બાર જંગલમાંજ ખાનપાન[4] કરી પાછા શેહેર આવ્યા ને શેહેરનાં દરવાજા પાસ પોતાનો ઘોડો ઉભો કરી હવે જણ જણનો તસીઓ (તપાસ) લીએ છે. રાજાની નજરે થઇ સર્વે દરવાજા માંહે પેઠા. જુવે છે તો રાજાનો છોકરો રૂપસિંહ આવો નહી, તેથી તેણે ક્રોધ કરી કહ્યું કે "મારી આગ્ના લોપી[5] કુવર વારે નથી ચડયો તો તેને કચેરીમાં તેડાવી માથું કપાવું તોજ મારા કુળની આણ."[6] આથી સરવ લોક ઝાંખુ થયું, કુવરે મોટો અન્યાય કરો, સર્વ ગાભરા થકા કચેરીમાં

---

૧ તગરતો=નહસાડતાં લાવવું. ૨ ધસમસ=દોડતા. ૩ પડો=નગરપડો, દાંડી પીટાવવી. ૪ ખાનપાન=ખાવા,પીવાનું. ૫ લોપી=તોડી. ૬ આણ=સોગન.

ગયા. રાજા જઇ કચેરીમાં બેઠા ને ઘડી; અર્ધ ઘડી થઈ હશે કે રૂપસિંહ પણ ફુલવાડીમાંથી પાછો મોહલે ગયો. તેને આવતાં માતાએ જોયો તેથી તેનું મન હરખ્યું. તે પુછવા લાગી કે "કહો કુવર કાંહાંથી આવ્યા, શત્રુને કોણે હરાવ્યો ને કયી પેરે! ને ઝીતી જશ કોણ કોણે લીધા." કુવર બોલ્યો કે "માતાજી! શત્રુ શું, ને તમે કહો છો શું? હું તો કાંઈ જાણતો નથી!" તારે રાણી બોલી કે સહવારમાં અજમીરનો સરસુબો એક હલ્લો કરી ચલતો થયો. તેણે આપણાં દરવાણીઓને ગાહયા[1] કે શહેરમાં સોર મચી રહો ને રાજ કચેરીમાં ફરયાદ પુગી. રાજાએ નગરપડો વજડાવો ને સહુ સેન[2] ચાલી નીસરયું. તે ફતેહ કરી પાછું દરબારમાં વલ્યું છે ને તુ કેમ અહીં ઉભો છે?" માતાના વચન સાંભલી કુંવર ઝાંખો પડી ગયો; પણ સંધ્યાકાળ થવા આવેલી એટલે મોહલમાં રાતવાસો કરો. સહવારનો પોહોર ફુટયો ના ફુટયો કે રાજાએ કચેરી ભરી હુકમ આપ્યો "હા! કોઈ છે? જાવ કુવરનું માંથુ છેડી લાવો." આ વેણથી નગરનાં સઊ લોકને ઘણુંજ લાગું ને ચોમેર હાહાકાર થઇ રહો પણ રાજા અથાગ ગુસામાં ચઢી ગએલો જોઈ તેને મોઢે કોણ કહે! નાચારીએ બે હજુરીઆ કુવરને સંઘેસો કહેવાને આવ્યા. તે વેણ કહેતાંજ રાણીને કાન ગયું કે તે તલ્પી[3] બોલી "મારા કુવરને કોણ હણુવા[4] આવે! તેનાં બે ચક્ષ[5] કાઢી લઉ! મારા કુવરનુ નામ તે કોણ દીએ?" વીકરાળ[6] મોહ ને છુટા કેશ મેલી રાણી તરડાવવા લાગી એટલામાં સાતે રાણી ભેગી થઇ ને વાત કરતામાં દાસી સાહેલીઓ મળી સાતસેંહ એકઠી થઈ ગઇ. સઘલી રાણીઓ કલ્પાંત[7] કરવા લાગી કે જો પુતર મરે તો આપણું જીવવું શે કામનું? તેમ જીવે મરવું ભલું, ચાલો! આપણે સાથ બલી મરયે. જારે આપણે જીવવું ઘડી અઢ ઘડીનું છે

---

૧ ગાહયા=ઘા કીધા. ૨ સેન=લશ્કર. ૩ તલ્પી=ગરમ થઇ જઇ. ૪ હણુવા=કાપવું. ૫ ચક્ષ=આંખ્યો. ૬ વીકરાળ=ડરામણું. ૭ કલ્પાંત=રડારોડ.

તારે હવે ઓઝલ[1] ને મર્જાદ શાની રાખવી" એવું વીમાસી કોઇએ તલવાર ને કોઇએ કટાર હાથમાં નાગી ધરી ખુલ્લે મોઢે નીસરી પડી. કુવરને વચોવચ લીધો છે, તેની આસપાસ તેની મા ને ઓરમાંઓ[2] વીટી ચાલે છે ને તેમની આસપાસ દરેક રાણીની દાસી સાહેલીઓ, સરવે છુટે પટ ને ખુલા કેશ રાખી, ઢુંગનુ ઢુંગ રાજાની દરબાર પાસે આવ્યું. રાણીઓએ રાજાને કહ્યું–"હે! રાજા જોઇએ તો લે હમારા કુવરને ને તેનું માથું હણ પણ એના સાથ હમે સાતસેં અસતરી તલવાર કટાર નાખી તારા મુખ સામું મરવાને આવી છઇએ." કુંવર પોતાની માતાઓને બહુ બહુ વેણથી સમજાવે છે પણ તેઓ સમજે નહી. "મા! મારા બાપનું વચન કાં ફેરાવો. કદી તમે મને આજ પીતા થકી ઉગારશો તો જારે જમકીંકર[3] મને હણવાને આવશે તો તે પાસથી કેમ ઉગારશો? મારા બાપનું વચન જાય તો મારે જીવવું શે કામનું?"

એક વચન માટે બલી છલ્યો!
પુરણ વચન પોતાનું પલ્યો;
વચને હરીચંદ મહેર[4] તાં રહો;
વચને ભીભીખણ લંકાપતી થયો;
વચને પાંડવ તે વનમાં ગયા,
વચને કૌરવના ખે[5] થયા.
(માટે) જાઓ બેશો તમે રૂડી પેર,[6]
સત રાખી માતા જાઓને ઘેર;
કહુ તાતને[7] મુકી માન,
તમે તમારૂ કરોની કામ.

પણ રાણીઓ હઠી નહી ને કુવર કાજ સાતસેં સ્ત્રીઓની હત્યાથી રાજા પણ ડરયો. એટલે પ્રધાન સાથ સંકેત કરી પંડીત

---

૧ ઓઝલ=ચારીની સોડ. ૨ ઓરમાં=મંત્રાઇ મા. ૩ જમકીંકર=મોત, જમ. ૪ મહેર=હલાલખોર. ૫ ખે=નાશ. ૬ પેર=રીતી. ૭ તાતને=બાપ.

બ્રાહ્મણને તેડી પુછયું "કે આ સર્વેનો જીવ ભીગરે ને મારૂ વચન પણ રીહે એવો કોઇ ઇલાજ બતાવો." પછી શાસ્ત્ર પુરાન જોઈ પંડીતે કહ્યું કે રાજા કુવરને જો ૧૨ વરશ દેશવટે કાહડો તો તેનું શીર કાપ્યા સમાન સીક્ષા કહેવાશે. પછી કુવરને વનમાં કાઢવો કબુલ કરી રાણી દાસીઓનું ઠુંગ[1] પાછુ વલ્યું.

હથ્યાર પરીઆર બાંધી લઇ કુવર બાર નીકલવાની તેયારી કરે છે એટલામાં તેને પ્રધાનનો છોકરો આવી મલ્યો. બંનો પરોસ્પર રોઇ પ્રધાનના છોકરાએ રાજકુવરની સાથે જવાને પ્રતિજ્ઞા[2] લીધી. પછે કુવર બોલ્યો કે "ભાઇ મને કાંઇ દેશવટે જતાં રોવું આવે છે એમ નહી તથાપિ તેમાં તું મારી સાથ આવે છે તો ખેર! પણ મારી વાત જાય છે તેનું મને દુખ લાગે છે. હું દીવાનની દીકરીને વલતે દીવશે વરવાનું વચન આપી આવેલો છો, તે વચન ફોકટ જાય છે. કેમે કરી હું એના સાથ વરીને જાઉ તો મને કાંઇ ચીંતા નથી." પ્રધાન પુત્ર આ વાત સાંભલી રાજાની દરબાર ભરાઇ છે તાંહાં આવ્યો. એ પુત્ર બહુ ડાહ્યો છે એટલે તે રાજાને પણ વાહાલો છે તેથી છોકરો આવી પ્રણામ કરી હાથ જોડી ઉભો કે રાજાએ પોતા પાસે બેસાડયો. છોકરાનું મોહ ઊતરી ગયલું જોઇ રાજા તેને ખરખરો[3] કરે છે કે "ભાઇ કાંઇ નહી; રાજકુવર છે તો દેશવટે પણ જાય, માટે તેનો શોક ન કરવો. વાત કરતાં બાર વરશ નીકલી જશે." પ્રધાન પુત રડી પડયો ને પોતાનો મિત્ર ફુલવાડીમાં કેમ રોકાયો હતો તથા તાંહાં દીવાનની પુત્રીને જે વચન આપેલુ તે કહી જણાવ્યું ને કહુ કે "રાજા તમારા વચન કાજે તમે પુત્રને દેશવટે મોકલો છો; પણ તેનું વચન જાય તો તમારો અન્યાય." રાજા કહે કે 'મારા પુતનું વચન જાવા ન દઊં,માટે જાવ પ્રધાનને કહો કે ઘડયાં લગન[4] લેવડાવે ને મારા

૧ ઠુંગ=ટોળું. ૨ પ્રતિજ્ઞા=સોગન. ૩ ખરખરો=મરેલાં પછવાડે શોક, દીલાસો. ૪ ઘડયાં લગન=મુહુર્ત જોવડાવે લગન.

પુતરને પોતાને ઘરે આજનો દીવસ વાસો કરાવે ને મારે ઠેકાણે રહી તેનાં આજને આજ લગન કરી આપે. પણ કુવર મારા મોહલે ના ઉભો રીહે ને એની જાન પણ, મારા મોહલથી બીજે રસ્તે જાય. મારાં વેણ પછી કુવરને હું દૃષ્ટીએ ના જોઉ. ” દીવાનને તેડાવી રાજાએ તે પાસથી કન્યાદાન માગ્યું. તે સાંભલતાં દીવાન અચંબો ખાઇ બોલ્યો,—“ માહરાજ ! તમે રાજા, હમે જાતે વાણ્યા, અમે કન્યાદાન કેમ દીજીએ. અમારી ગરીબની દીકરી દરબારે જાય તો અમશીર ગાળ વેણ બેસે કે કોઇ કોઇ કામન[2] કરી રાજાને વશ કરો. ” રાજા બોલ્યો કે—“ એમાં મારો કે મારા પુત્રનો વાંક છે નહી. ઊલતી તારી છોકરી મારા કુવરને તેડી ગઇ ને એને રોકી રાખી વરવાનો કોળ આપી ગઇ છે. જો કાંઇ દોષ ઘટે તો તે તારી કન્યાનો છે. એમાં એને આડો આંક વાલ્યો છે માટે તેને જઇને પુછ. ” દીવાને ઘરમાં જઇ કન્યાને પુછ્યું તો તેણે ખરૂજ કહ્યું કે “ હા ! એ વર મને પરમાણ[3] છે ને તું જો ના કહે તો મારો જીવ આપીશ. ” દીવાને કુવરીને કાંઇક વારવાનાં વેણ કહ્યાં, કે રાજકુંવર તને હવડાં પરણશે ખરો પણ તેવોજ વનવાસે જશે, માટે તેવો વર જવા દે. ” તારે કન્યા બોલી કે “ જે કરમમાં લખ્યું હશે તે થાશે ને રૂડો ભુડો પણ મે એને વરો છે. ” દીવાન વલતો બોલ્યો કે “ તારા મનમાં તું ગરવ કરતી હશે કે રાજાને તાંહાં પરણી તો બેઠી બેઠી પાણુ ચાવીશ; પણ એ વાતનો તો પેટમાં ઓર્તોજ રહી જશે, કારણ કાલ સહવારમાં એને વનમાં કાહડશે, તેમાંથી કોણ જાણે કે તે મુવો કે જીવતો આવશે તો પછી રઝલીને પેટ ભરવું પડશે, માટે મુગી મુગી ના કહે. ” તારે કન્યા પોતાની મા ગમ જોઈ બોલી કે “ માવડી ! આ વાત તમે કાને મા ધરશો—મારો બાપ તો ઘેલો થઈ ગયો છ. બાપા સાથ બેસતાં દીવસ વહી જાય છે માટે હવે વાર ન લગાડો. ”

---

૧ કન્યાદાન=છોકરી આપવી. ૨ કામન=જાદુ. ૩ પરમાણ=લાયક, યોગ્ય.

લગનની સામગ્રી તૈયાર કરી દીવાન ને પ્રધાન મલી કન્યા કુવરને પરણાવી આપ્યાં. રૂપસિંહ પરણીને પોતાની માવડીઓ પાસ જઇ ચર્ણે[1] નમ્યો–"માતાજી અમે દેશવટે જઇશું ને લખ્યું હશે તારે મલીશું–જો તમે તે વીશેનુ દુખ ધરો તો તમને મારા સમ છે, મને કોઈ ગાંજી[2] શકે એમ નથી, માટે ફીકર રાખશો નહી, ને જાહાં જઇશું તાંહાં સુખજ થશે. હવે તો હમારો લાખેણો (લાખા વખતનો) પ્રણામ લેજો." રાણીઓ બોલી કે "શું કરીએ જાંહાં રાજા રૂઠયો[3]–બાકી તો જા કેહતાં હમારો જીવજ જાએ. બાપા જુગ જુગ જીવજો ને વહેલા ઘેર આવજો ને એક પદમણી પરણીને લાવજો." માનું વચન માથે ચહડાવી કુવરે પોતાની કન્યા કણે આવી શીખ[4] માગી. તારે નારી બોલી કે "એ સ્વામી! ઘોડાથી હેઠે ઉતરો—એકવાર મારે હાથનું ભોજન જમો તો મારૂ કાજ શીફલ[5] થાય. પ્રેમ પ્રીતથી એક બીડી કરી તમારા મુખમાં હાથે ધરૂ." કુવર બોલ્યો "હે! નારી ભોજનનું તું શું કહેછ–હુ નીર મજાલ ન પીઉ, નહી તો મારા તાતનું વચન જાય. જો ઘોડાથી હેઠે ઉતરૂ તો મારી લાજ જાય ને જનુની લાજે. માટે જલદી કરી શીખ દે." નારી પણ જાતે સ્યાની છે તેથી પોતાના ધણીને મોતીએ વધાવી રજા આપે છે—

વેહલા વલજો વાલમા, ને કરજો રૂડાં કામ;
એક સ્ત્રી પરણી લાવજો, તે દેજો મુજ નામ.

એટલામાં પ્રધાનસુત ઘોડેસ્વાર થઇ પુગો ને સારા સુકન જોઇ રાજકુવરને કહે કે "ચાલો હવે તોખારને[6] ચંપાવો."

ઘોડા ખેડતા ખેડતા રાજા ને પ્રધાનનો છોકરો ચાલ્યા જાય છે. તેમાં એક દીવશ ગયો ને રાત ગઈ. તેમ બે, ચાર, છ, આઠ, દસ, પંદર ને પચીશ દીવસ સુધી ઘોડા રાત ને દી ખેડતા વહીઆ

૧ ચર્ણે=પગે. ૨ ગાંજી=જીતી. ૩ રૂઠયો=ગુસ્સે થયો. ૪ શીખ=રજા. ૫ શીફલ=પાર પડે. ૬ તોખારને=ઘોડા.

જાય છે. વચમાં કોઇ શેહેર આવે છે તાંહાં વાસો કરે છે, કોઈ ઠેકાણે નથી કરતા, એમ કરતાં ચાલ્યા જતાં કોઇ લોઢાડ નામે શહેર છે તાંહાં આવી પુગા. શેહેર વીશાળ છે. ઘટ મંદીર[1] અતી રલ્યામણાં છે, તાંહાનો રાજા હમીર ચોહાન બહુ ઉદાર છે. તે શહેરમાં નીરખતાં નીરખતાં[2] બે જુવાનો ચાલ્યા જાય છે તેવામાં દરબાર આવી તાંહાં પ્રણામ કરીને ચાલી નીસરવાને વીચાર્યું. રાજ સભામાં જઇ બંને જણા રાજા સામે થઇ ઊભા કે તેઓ આખી સભાના મનમાં વસ્યા, તેમ સભા આ બે જુવાનોનાં મનમાં વશી, તેથી હઇડે હરખ્યા કે વળી આવી રૂડી સભા છોડી કાંહાં જઇએ? રાજ કુવરે બ્રાહ્મણ પંડીત બેઠા હતા તેમને પ્રણામ કર્યા અને બાકીનાઓને જવાર[3] કરી તારે રાજાએ માન દઇને બોલાવ્યા—"હું જાણુછ કે તમે કોઇ રાજબીજ છો—કોહો તમારો દેશ કોણ, તાત કોણ ને હવે જાવ છો કાંહાં?" તારે કુવર બોલ્યો કે—

પૃથ્વી દેશ હમારડો, તાત તો સરજનહાર,[4]
ઉમેદવાર ઓલંગતણા,[5] એમ લખુ કીરતાર.

આ જવાબ સાંભલી સઘલી સભા રીઝી-ને રાજાએ કહ્યું કે "જો એમ હોય તો આપણે તાંહાંજ રહો, ખાવ પીવો ને દીન નીર્ગમો." પછી લાખ રૂપ્યાની જીવાઈ[6] કરી આપી રૂપસિંહને જુદો મોહલ સોપ્યો. હવે રૂપસિંહ પોતે પણ ઘણો ખજાણો ભરી લાવ્યો છે તેમાં વળી લાખ રૂપ્યાની આમદ થઇ. જાતે ઉદાર છે એટલે એણે તો બે ચાર દીવસ રહી પોતાના મહેલમાં જુદી સભા ભરવા માંડી. તાંહાં સહુને કસુંબો મીઠાઇ વેહેંચે છે, ભાટ ચારણોને મન માગતાં આપે છે. નીત ગાણુતાણુને દાનનો તો કાંઇ પારજ નહી. એટલે સહુ માગણ્યાત[7] ને સીપાઇ જમાદાર તે ભણી રોજ

૧ ઘટ મંદીર=મહેલ તથા ઘરો. ૨ નીરખતા=જોતા. ૩ જવાર=સલામ. ૪ સરજનહાર=ખોદા. ૫ ઓલંગતણા=પેટની જીવઇ. ૬ જીવાઈ=પગાર. ૭ માગણ્યાત=ભીક્ષુક જાતીઓ.

ભેગા થવા લાગા ને રાજાની કચેરી દીવશે દીવશે ખાલી પડવા માંડી. ચારે ચૌટે રૂપસિંહના દરબારની વાતો ગઇ. એમ ખાએ છે, પીએ છે ને પ્રધાન સુત નીત અટકાવે છે તોપણ ધન પોતે ઉડાવી નાખે છે. પછી એક દીન કાયર થઇ પ્રધાને રાજાને કહ્યું "કાંતો મને રજા આપો કે કાંતો ખર્ચ હતાવો—આ ખરચે તો રાજાએ કરી આપેલી જીવઇ ખાઇ જવાએ છે એટલુંજ નહી, પણ આપણી પાસનો ખજાણોએ ખાલી થાય છે." કુવરે કહ્યું કે "તને રજા જોઇએછ તો સાથ આવવું ન્હોતું ને હવે જવા દઉ તો લોક ચર્ચા કરશે કે જો પ્રધાનને ખવડાવવાનું ના મલ્યું તેથી ધરડી[1] મેલ્યો, માટે રજા તો ના દઊ." તારે પ્રધાન બોલ્યો "તારે તમારો ખરચ હતાવો." જવાબ વાલ્યો કે "તે કેમ બને?" પ્રધાને અંત્યે માગી લીધું કે "તારે તો મને છુટ આપો તો હું કાંઇ જુદો રોજગાર કરૂ! પણ તમારી પાસે ઉભો રહી તમારો લખલુટ ખરચ જોઇ મને દુખે છે. આપણે તાંહાં રોજ કસુંબા કહડાય છે તો તે ઉપર ડુંગામાં[2] દસ મણ મીઠઇ ખપે છે. તે હુ હલવઇની દુકાન કાહડું ને દરબારમાં ખપતી મીઠઇ આપણે તાંહાંથીજ લ્યો." પછી પ્રધાનના છોકરાએ રૂપસિંહની દરબાર હેઠળ હલવાઇની દુકાન કાહડી ને દરબારમાં જવુંજ મુકી દીધું કે જોઇ દુખ થાય નહી.

હવે હમીર ચોહાનને લીલાવતી નામની એકજ કુવરીનું સંતાન છે. બાપનાં મોટાં રાજ ને ઘરવાસમાં[3] પોતે એકજ હોવાથી તે ઘણી લાડકવાઇ છે. તેને સાડી ત્રણસેં દાસીઓ છે, જે અરડાં બેગીઓ (ઘણી ઉન્મત) છે. હવે રાજાએ કુવરીના કહેવા ઊપરથી શેહેરમાં જેટલી હલવાઇની દુકાનો છે તેમાં દુકાન દીઠ દાસીઓને શેર મીઠાઇનો લાગ[4] કરી આપ્યો છે. પ્રધાનને નવી દુકાન માંડયાને આઠ દસ દીવસ થયા છે કે આ દાસીઓની લાગા લેવાની

૧ ધરડી=ધક્કેલા મારી. ૨ ડુંગું=મોઢ સમારવાનું. ૩ ઘરવાસમાં=કુટંબમાં. ૪ લાગ=કર, દાન.

વારી આવી, તે કોઈના હાથમા રવાઈ, કોઈના હાથમાં ધોકો,[૧] કોઈના હાથમાં લાકડી લઇ, બજાર વચે માગવા નીકલીઓ છે. બે ચાર જુના હલવઇ હતા ને જેમની કમઈ નવી દુકાન નીકલવે કમતર થયલી, તેઓએ કરગરી દાસીઓને ઉશકરી–"બાઈ! હમે તો આપ્યે છે ને આપશું; પણ પેલો નવી દુકાનવાળો તમને આપનાર નથી. તેણે તો હમારી સઘલી કમઈ ખેંચી લીધી છે; તાંહાંથી લઇને આવો તો તમારી આણ,–હમે તો આપ્યે જ છઇએ." "એ કેમ ના આપે, એનો બાપ આપશે" કરી દાસીઓ બોલી. તારે જુના હલવાઇ બોલ્યા કે "માંગો તો ખરાં તારે માલમ પડશે." દાસીઓ સર્વે તાંહાંથી દોડી જઈ પ્રધાનની દુકાને ભેગી થઇ. "શેઠીઆ[૨] હમારો લાગ આપ." તારે પુછ્યું કે "લાગ કેવો?" "જાણતો નથી કે રાજાએ અમને દુકાન દીઠ શેર શેર મીઠાઇનો લાગ કરી આપ્યો છે, તે હાથે આપશે તો ઠીક, નહી તો પરાણે[૩] આપવું પડશે." "જા! જા! દાસીડી[૪]! તારા રાજાને ઓલખે છ કોણ? ચાલ–લાગ મલનાર નથી." તો "મુવા હમારા હાથે લઈ" કહી દુકાન ઉપર ચઢી ગઇઓ ને માલ લુટવા માંડયો તેવોજ પ્રધાન દુકાનમાંથી ધોકલા[૫] લઈ તેમને છુટા હાથે મારી કેટલીકોને નીચે નાખી દીધી. તેમ દાસીઓ ચીડાઇને એને મારે છે ને તે દાસીઓને મારે છે; તારે એક બે જે હીમતવાલીઓ હતી તેઓએ તેનો હાથ પકડી નીચે ધરડી[૬] નાખ્યો ને લાકડી, રવાઈ ને ચુરાવતે માર બે માર ને માર બે માર કરવા લાગી. પ્રધાને માર ન સેહવાયાથી રાડ મુકી ને રૂપસિંહને હાંકલો[૭] મારવા માંડી. રૂપસિંહ પોતાની કચેરીમાં બેઠો છે, તેણે પોતાના મિત્રની રાડ[૮] સાંભલી બારી આગળ આવી પુછ્યુ કે "શું છે અલ્યા! તને કોણ મારે છે!" એટલું

૧ ધોકો=જાડી ડાંગ. ૨ શેઠીઆ=કોઈપણ વાણ્યો. ૩ પરાણે=જબરદસ્તીથી. ૪ દાસીડી=(તિરસ્કારથી). ૫ ધોકલો=તપસ્યું. ૬ ધરડી=ગગડાવી. હાંકલો=સાદ, બોલાવવું ૮ રાડ=બુમો.

વેણુ સાંભલતાંજ દાસીઓ આ કોઇ મોટો માણસ છે એમ જાણી તેની શરમ કરી ગઈ. કોઈ તેને નાખીને તેની છાટી ઉપર બેઠેલી, કોઈ તેની ચોટલી તાણી ભોંય ઉપર રાખેલો, કોઈ પગ ધરી રહેલી, ને માર મારતી હતીઓ–તે સર્વ ઉઠી ગઇઓ. આ ભાઈનું જેવુ શરીર છુટુ થયું કે વલી હાથમાના ધોકલા વતે દાસીઓને મારવા મંડયો. તે જોતાં રૂપસિંહે ધમકાવ્યો—"અહંહં ! દીવાનો થયોછ કે? અસ્તરી જાત ઉપર હાથ ઉઠાવતાં શરમ લાગતી નથી?" આ અને બીજાં કઠણુ વચન પ્રધાનને કહાં તેથી તેણે પાછો હઠી પોતાની વઢવાડનું કારણુ જણાવ્યુ "કે મારા પાસથી આ લોંડીઉ શેર મીઠાઇનો લાગ માંગે છે." તારે રૂપસિંહે બહુ ફીટકારો નાખી કહ્યુ કે "મેર અલ્યા, શેર મીઠઈ આપતા તારો જીવ ચાલ્યો નહી ને તે સારૂજ માર ખાધો. લે આપ! આપ! શેર બદલ જોઇએ તો આપણે તાંહાંથી દસ શેર લઇને આપ; પણ એવી હલકઈ મ કર." પ્રધાને આશા રાખી હતી કે મારો રાજા મારી કાંઇ વાહારે[1] ચઢશે, તો તે અવજી[2] ઉલતી મીઠાઈ અપાવી તેથી મનમાં દુઃખ ધરી શેર મીઠાઇ જોખી રસ્તામાં ફેંકી દીધી તે લઇ દાસીઓ ઘેર ગઈ.

ઘેર જઈ દાસીઓએ વીતી વાત લીલાવતીને કહી સંભલાવી– "તે નવા હલવાઇનો કોઈ અલબેલા જેવો મિત્ર છે. બાઇ તેનું રૂપ તમથી અદકું છે, ને કોઇ નગરનો રાજા દીશે છે. તે કોઇ દેશ વીદેશ નિકળી પડયો છે, તેને તમારા દાદાજીએ જુદી દરબાર કરી રાખ્યો છે. તે આ વઢવાડમાં હમારી નજરે પડયો, તો અમે તો સર્વ ચીત્રામણુ સરીખાં બની ગયાં." એવું એવું કહી લીલાવતીના મનમાં રૂપસિંહ વિશે મદ ઉપજાવ્યો. તારે તે બોલી કે, "તે કઇ પેરે મારી નજરે પડે?" ત્યારે દાસીઓ બોલી કે,–"હા, ઘડીકમાંજ નજરે કરએ! અમારી પાસે એક કામણુ છે, તે કરીએ કે તમારી આગલજ આવી ઉભો રહે." લીલાવતી વલતું બોલી, "જો બાઈ!

---

૧ વાહારે=મદદે. ૨ અવજી=બદલે.

મને નજરે કરો તો તમને મારો હાર આપું." દાસીએ કહ્યું, "એમાં શી મોહોટી વાત છે. તમે કાલ સવારમાં દર્શણ કાજે નિકળો તો રસ્તામાં જતાં, હમે પેલા હલવાંઇને વળી ધનધનાવીએ, તો તે બુમો પાડશે કે તરત તેનો મિત્ર બહાર આવશે. ત્યારે તમારે જોઇએ તેમ પેટ ભરીને નીરખજો.[1]"

એવી સંતલસ કરીને સવારનાં પોહોરમાં લીલાવતી સોળે સણગાર સજી માફામાં[2] બેસી બજાર વચે નિકળી. આસપાસ દાસીઓ ફરતી ચાલે છે. હજી બજારના હાટ ખોલ્યાં નથી, ને પ્રધાનની દુકાન ઉપર નજર કરતાં દાસીઓએ તેને દુરથી દાતણ કરતાં જોયો. પાસે આવતાં દાસીઓએ લીલાવતીને ચેતાવી કે, "માફાના જલેચ[3] ઊંચા કરો." પછી દાસીઓ સામટી દુર થઇ ગેઇ ને સાર્થીને ઉતારી, એક દાસી રથ[4] હાંકવાને બેઠી. રથ છેક થડમાંથી હાંકી તેની ધડી પાયરીમાં ભેરવી દીધી. પ્રધાન દાતણ કરતો કરતો દુરથી જોય છે તો વળી દાસીઓ છમકળુ[5] કરતી આવે છે તેવામાં તો બેલને લગાર ચાંપ્યો કે જોર કરતાં ધડી વતે દુકાનનાં એક બે બેલા પણ નિકળી ગયાં! પ્રધાન કાલનો ધબેલ[6] તો બેઠોજ હતો, તેવામાં આ વળી બનાવટ થઈ કે રાડ મુકતો ઉઠયો "શું હમે અહીં બેઠા છીએ તો પરાણે છંછેડીને ઉભો કરો છો? "શું તમે અમને એટલા શુંવાળા[7] જાણ્યાં કે દીન[8] ગણ્યા કે હમારી દુકાન ખોટકાળી મુકો છો? રાંડ દાસીઓ ગઇ કાલે તમે મીઠાઈ લઈ ગયાંછ ને આજ પણ આવીઓ છો તો તમે અરડા બેગીઆ છો તે તમારા ઘરની; પણ આજ તો તમારા બાલેબાલ તોડી નાખશ." એટલે વળી વઢવાડ ઉઠી. આ ભાઈ ગાળો દે છે, ને દાસીઓ પાછું કહે છે કે "આંધળો થયોછ કે રથ હાંકતા બેલ મરડાઇને ચાલ્યા તે

---

૧ નીરખવું=જોવું. ૨ માફો=તંબુ સરખા આકારની ગાંમઠામાં જે ગાડી હોએ છે તે. ૩ જલેચ=પરડા. ૪ રથ=ગાડી; ૫ છબકળાં=છેડ. ૬ ધબેલ=ચ્હીડાઇ. ૭ શુંવાળો=પોચ્ચો, નરમ. ૮ દીન=ગરીબ.

કાંઇ હમારા હાથમાં છે ? " આ કલાહલ સાંભળી રૂપસિંહ ઉપર દરબારમાં પાઘડી બાંધતો બેઠો છે. કશુંબા પાણી ઘોળી તૈયાર કર્યો છે. તેવામાં પોતાના સ્નેહીનો સાદ સાંભળી પાઘડીના બે ચાર પેચ બાંધવાનાં રહ્યા છે, તે હાથમાં લઈ બારી વાટે આવી, પોતાના પ્રધાનને સાદ કરીયો, કે, " ભાઈ વળી સવારનાં પોહોરમા વઢવાડ લીધી છે. તમે કજીઆખોર કે દી થી થયા !" એટલામાં નીચે જોતાં ખુલ્લા માફામાં લીલાવતી સોળે સણગાર સજી બેઠી છે, તે ઉપર નજર પડતાં બન્ને એકમેકને ભાળીને દીલમાં હરખ્યાં. બંને જુવાનીનાં ઉંમગમાં છે તેથી એકમેકના નેહબાણમાં પુલિત થઇ ગયાં છે. જેવો મનમાં જોસ્સો ઉપજ્યો તેવોજ મેળો થાય છે તો તેનો બહાર પણ ઓરજ છે:

*પ્રાન તૃખાતુર કે રહૈ થોરે હું જલ દાન
પીછે જળ ભર સહસ ઘટ ડારે મિલત ન પ્રાન.

એટલામા કચેરીના માણસોએ કસુંબો લેવા એક સાદ કર્યો ને બીજો કર્યો ને લીલાવતીએ આંખના પલકારામાં સમજાવ્યું કે આ બનાવટ પોતે કરી છે, તેથી રાય ચેતી પોતાના મિત્રને કજીઓ માંડી વાલવાનો હુકમ કરો. તેવામાં કચેરીમાંથી ત્રીજીવારનો સાદ માર્યો કે લીલાવતીને નેનની સમસ્યા[1] કરી રાજા માહે ગરી ગયો. અહીં ગાડીની ઘડી ભરાવી તેને ખોટકાવી[2] નાંખી છે, તે પાછી સામી કરતાં જરાવાર ખોબરત[3] થઇ છે. એટલે રાજાનો જેમંગલ નામના લાડવાયા હાથીને ગઇ કાલનો દારૂ પાઇ મસ્ત કરેલો, તેને મદ ચઢી આવેલો તે છુટો છે. રસ્તામાં જે આદમી મળે છે તેના બે ફાડયા કરી નાંખી દે છે. ઘર જંઝેરતો[4] આવે છે. માણસો

---

૧ સમસ્યા=ઈશારો. ૨ ખોટકાલી=કાંઇક ભાગી ગયું. ૩ ખોબરત=ડોબતું. ૪ જંઝેરે છે=વીખરી નાખે છે.

* તરસ્યા માણસના થોડા પાણીથી જીવ રહે છે પણ મરી ગયા કેડે સો ઘડા રેડે જીવતુ થતુ નથી.

બુમો પાડતાં આગળ દોડે છે કે "ભાગી જાઓરે, ભાગી જાઓ! હાથી ઘેલો થઇ માણસોને ચીરી નાખે છે." એવી જાંહાં બુમાટ થાય છે તેવામાં તો હાથી દોડતો વાંસે આવ્યો. દાસીઓ આસ-પાસના ઘર દુકાનોમાં ભરાઇ ગઇ ને લીલાવતી ગાડીમાંથી ઉતરવાની પેર કરે છે. તેવામાં હાથી નજીક આવીને માફાની છાપરી તોડી નાંખી કુવરીને શુંડમાં ઉચકી પીઠ ઉપર અંબાડી રહી ગઈ છે તેમાં બેસાડી ચાલતો થયો! આસપાસના લોકની સુધ બુધ ઉડી ગઇ; સીપાઇ સપરા વારે ચડ્યા પણ હાથીને કોણ પકડી શકે? શહેરનાં દરવાજા હજી ઉઘડ્યા નથી એટલે હાથી તો કુંવરીને લઈ શેહેરને ચૌટે ચૌટે ફરયો. એટલામાં રાજા, પ્રધાન, અસવાર, પાયદા સરવે તૈયાર થઈ હાથીને તગડવાને મલ્યા. ત્યારે હાથી દરવાજા પાસે જઈ ટકર મારી દરવાજો એવી સફાઈથી તોડ્યો કે પોતે સપાટ નીકલી ગયા પછી ગરરર કરી ઉપલાં વીગેરે તુટી પડયાં. હાથી પાદરે નીકળ્યો કે રેળવા માંડ્યું ને અહીં આખો દરવાજો તોડી પાડેલો એટલે તેનાં લાકડાં, ઈંટ વગેરે ખસાડે તોજ સવાર, પાયદા, જઇ શકે. તેમ કરતાં વેળ થઇ ને જ્યારે સૌ સેન[1] બાહાર પડ્યું ત્યારે કોઈ પણ ઠળાથી હાથી જોખમાય નહીં એમ થઈ પડયું. બહુ રખડ કરયા પછી પ્રધાને રાજાને સમજાવીને પાછા વાળ્યા. જાણે કુંવરી મરી ગઇ છે, એવું મન વાળીને સૌ કોઈ પાછું વળ્યું:

*કહું જનહુ નાહિન મિટત જો બિધિ લિખૌ લિલાર
અંકુસ ભય ઠરિ કુંભ, કુચ ભયે તહાં નખ ભાર.

રાજા રાણીનાં શોકમાં કંઇ મણા નથી. તેમ નગરમાં સૌનાં મોં ઉપરથી તેજ ઉતરી ગઉ છે. સર્વના મનમાં તો ભગવતનાં ઘરનોજ આફતકાળ પડયો હોય એમ ભાસ્યું છે. સૌ સૌ રાજાને

---

૧ સેન=લશ્કર.

* જે બ્રહ્માએ કપાલમાં લખુ તે મટે નહી, જેમ હાથીના માથામાં આકુંસ ને સ્રીની ધાઇને જે નખ વાગે છે.

મોંઢે જાય છે, ને જે આવે છે તે ખરખરો કરે છે. એમ દીવસ તો સોકમાં ગુજર્યો ને બીજે દીવસ પણ તેવોજ ઉગ્યો. હવે અહીં રૂપસિંહ પોતાની દરબારમાં બેઠો છે. તેને પણ ઘડી બે ઘડી પછી આ બનાવની જાણ થઇ છે; પણ તેનો એવો નિમ છે કે કોઇ પણ ગોકીરો[1] થાય તેમાં તેને સ્વતાને તેડે તોજ વારે ઉતરે. શહેરમાં જે કલાહળ મચી તેમાં તો એને તેડવાનુ સર્વે ભુલી ગયા એટલે તે સૈન્ય સંગાથે વારમાં ચઢયો નથી. પણ વલતે દીવસે તો રાજાના આફતકાળમાં બીજા મોટ મોટાના મુજબ પોતે તેને મોંઢે[2] થઇ હટકટો[3] કરયો. પછી બોલ્યો કે "હે! રાજા હાથી ઘાસનો હાર કરનાર તેનું ક્ષત્રી સામા ગજુ શું હોય? તેને હરણ કરવો કંઇ મુસ્કેળ નથી પણ જે જશે તે એકળો જશે, કાંઇ વલાવું[4] નહી જોએ. તમે સૌ સૈન લઇને ગયા તે વાતજ ખોટી. કાંઇ લશ્કર મારવું ન હોતું કે સૈન લઇ જવું. તમે દામ, ઇનામ, ગામ, ગરાશ વગેરે મોટી લાલચ આપી બીડું ફેરવો કે જે કુંવરીને પાછી લાવે તેને તેની શાથ પરણાવું તથા અરધી ગાદીનો માલીક કરૂ, તો કોઇ પણ શુરવીર બચ્ચો નિકળી આવશે." રાજા તો બીચારો શોકમાં બેભાન બની રહો છે; તેથી એટલુંજ બોલ્યો કે "તમારે જોઇએ તેમ કરો. પણ મને તો લાગતું નથી કે એમાં કંઇ વલે. હાથી નજર આગળ હતો તો તેને કોઇ વાળી શકયું નહી, તો હવે તે કયાં ગયો હશે, તે શોધીને હણવું, એ બનેજ કેમ? પણ જે દુરસ્ત લાગે તેમ કરો. "મારી કુંવરીને જે લાવી આપે તેને મારી કુંવરી પરણાવું ને આખું રાજપાટ આપું. મારૂ કોળ મેં મોઢેજ કહ્યું એમ નહીં, પણ ત્રાંબાંના પત્રાં ઉપર લખી આપું." પછી ત્રાંબાના પત્રાં ઉપર લખી રાજાએ કચેરી વચે મુકયું. હજુરીને હુકમ કરયો, તેથી

---

૧ ગોકીરો=ભયની બુમ. ૨ મોઢે થવું=શોક કરવો ૩ હટકટો, ખરખરો=મુઆ પાછળ શોક. ૪ વલાવું=રહબરી.

તે લેખ ને બીડું શોનાની થાલમાં મુકી કચેરીમાં ફરવા માંડયું— "કયો માનો પુત છે કે બીડું ઝડપે?" પણ જેની પાસે જાય કે તે જ તરત નીચુ જુએ ને મનમાં વિચારે કે "આ તો બાજીગરની બાજી મચી છે. હાથી ને મારી કુંવરીને પાછી લાવે, ત્યારે આવું ઇનામ મળે; તો હાથી મરાય નહીં ને ઇનામ મળેજ નહીં. રૂપસિંહની તો વાતો છે. "મામલામાં નહીં હોય એ માટી" તેમ અમથો કુકડાઇ મરે છે." તેવામાં એક વખત બીડું ફર્યું ને બીજી વખત ફરી આવ્યું તે કોઈએ લીધું નહીં. પછી જ્યાં ત્રીજી વાર ફરતું ફરતું પોતાની પાસે આવ્યું કે રૂપસિંહ ઝડપી ખડો[1] થયો. રાજાએ બહુ વારયો; પણ એકલો જવાને ઘોડે સ્વાર થઇ નીકળી પડયો:

*પ્રેમ પગત બર જીન કયૌં અબ બરજત વે કાજ;
રોમ રોમ બિષ રમ રહ્યૌ નાહિ, ન બનત ઇલાજ. ૧

પોતાના મિત્રને તૈયાર થયલો જોઇ પ્રધાન સુતે સાથે જવા કહ્યું. બને ઘોડે બેસી સંચર્યા,[2] ને હાથીનો શોધ કહાડતા ચાલ્યા. ચાલતાં ચાલતાં માસ ચાર છ થયા કે એક સવારની વખતે કોઈ રૂડા શેહેરમાં આવી પોંહોચ્યા. ત્યાં બ્રાહ્મણને પુછતાં જાણ્યું કે શાલ્વાન ગોહેલના શેહેરમાં આવ્યા છે. ત્યારે રૂપસિંહે પોતાના પ્રધાનને કહ્યું કે આ તો મારા મામાનું ગામ છે; પણ રખે તું મને છતો[3] કરતો. ત્યાં દરબારમાં જઇ રાજાને મળ્યા. રાજાએ કોઇ શુરા ને સદગુણી નર આવ્યા છે એમ જાણી તેમને આદરથી બોલાવ્યા. કુંવરે પુછ્યું કે "કોઇ હાથી કુંવરીને હરી જતો પાદરેથી નીકલ્યો છે?" ત્યારે જવાબ દીધો કે "આજ આઠ દીવશ થયા તે અહીંથી અઘોર[4] વંન છે તેણી મેર ગયો છે.

---

૧ ખડો=ઉભા થવું. ૨ સંચર્યા=ચાલ્યા. ૩ છતો=જાણીતો. ૪ અઘોર=બહામણું.

* જેના મનમાં પ્રેમ ભરાયો તે પછી ખસે નહીં, જેમ
ઝેર રૂંવે રૂંવે ચરી જાએ ને પછી ઉતરે નહી તેમ.

હમે કુંવરી જોઈ વિચાર્યું કે જેના શેહેરથી આ હાથી નાસી જાય છે તે શું કાયરનું[1] શેહેર હશે, કે કુંવરીને જનાવર લઇ જાય છે ને તેની વાહારે કોઇ ચડયું નહીં, પણ હવે તેની વાંસે જવું મૃત્યું લોકમાં તો બને તેવું છે જ નહીં. કારણ કે હમારી સીમ છોડયા પછી સખીયા દૈતનું વંન છે તે વનમાં જે માણસ જાય છે તેનો તે ભક્ષ કરે છે માટે તમો પાછા હઠો તો ફાયદો છે.” પ્રધાનને દઇતનું નામ શાંભળી બીક લાગી, ને રૂપસિંહને વારવા લાગ્યો, પણ તેને માન્યું નહીં. રાજાએ બે ચાર દીવશ પોતાના શહેરમાં રહેવાને આગ્રહ[2] કરેયો તેથી તે બે જુવાન જુજવી દીવશ તાં રહ્યા. પછી જ્યારે કુંવર દઇતનાં જંગલમાં જવા તઇયાર થયો ત્યારે પ્રધાન આડો પડ્યો; ને જ્યારે તેનું કેહેવું નહીંજ શાંભલ્યું ત્યારે તેણે શાલવાન ગોહેલને જણાવી દીધું કે રૂપસિંહ તો તારો ભાણેજ છે ને તેને જો નહીં વારશો તો દુનીઆમાં કહેવાશે કે મામાથી ભાણેજનું પુરૂ નહીં થયું તેથી તેને દઇત્ય પાસે મરાવ્યો !” ભાણેજ જાણ્યો ત્યારે તો રાજાએ ઘણું ઘણું કરી શમજાવીયો પણ સમજેજ નહીં. તારે કહ્યું કે “ ભાઇ તમે જાવો છો તો આ લુગડે તો નહીજ જવાય. ત્યાં ઝાડ ને કાંટા કંટાળીઓ એટલી છે કે તમારાં લુગડાં ખુરછે ખુરછો થઈ જશે, ને શરીરમાં કાંટા ખુંચી મરી જશો. માટે એમ નહીં; પણ તમે વાઘ વરૂનાં ચામડાનાં લુગડાં કરી પેહેરો ને વનનો રાજા સખીયો નામનો દઇત છે તેને મારી એધાણીએ કરી મળી કહેજો કે મારા મામાએ મને મોકલીયો છે તો તે તમને જેમંગળનું વન બતાવશે. બાકી બીજો ઇલાજ તો નથી.” થોડા દીવસ રહી કપડાં શીવડાવી તઈયાર થયો ત્યારે રાજાએ પોતાનાં સીકાની વીટી આપી કહ્યું કે “ ભાણેજ આ વીટી દઇતને દેખાડીશ તો તે તારી સરભરા[3] કરશે ને રસ્તો બતલાવશે. સખીયો દઇત મારા

---

૧ કાયર=નામરદા. ૨ આગ્રહ=ઓહસ. ૩ સરભરા=સંભાલ.

શેહેરની પાળ[1] ખાય છે. ઘર દીઠ સૌ પાલી પાલી ખીચડો પાદરે જઇ નાખે છે. તે દઇત આઠ દીવશે આવી ખાઇ જાય છે. તેથી જો મારા નામથી તેને બોલાવશે તો તને મારશે નહીં; તથા તારા હાથીની શોધ કહાડી તને જણાવશે." પછી ઘોડેસવાર થઇ ચાલતાં ચાલતાં તેઓ દઇતનાં જંગલમાં આવીયા. દઇતનું એક મોટું વીકાલ રૂપ હતું. ઉંડ તો એક તાડનું ઝાડ ને શુતો હોય તો એક નાનો ટીંબો,[2] છાતીના વાળ જોઇએ તો જાણે ઝાડની ડાળો; ને હાથ, પગ, મોં વગેરે આખે શરીરે હાથ હાથ લાંબાં, જાડા ને સખ્ત વાળથી ભરેલો, જેમાં તીર કે તરવારનો ઘા કડણાઇથીજ થઈ શકે. સારૂ શરીર ગંધાતું ને સારો દીવશ જમીન ઉપર સુઇ રહી પાસે ખીચડો એકઠો કરેલો તે ચાવતો પડી રહેતો. બે માણસોને પોતાની તરફ આવતા જોઈ "ખાઉં! ખાઉં!" કરી રાડ મારતો ઉઠયો. તરત રૂપસિંહ બોલ્યો "રેહ! રેહે! કાલા મોંના કદ્દપા[3]!" મને મારા મામા શાલ્વાન ગોહેલની આણ છે, નહીં તો હમણા તારા બે ટુકડા કરી નાખું." દૈતે કોઈ માણસ આવી હીમતથી બોલતો કોઇ દીવશ જોયો ન હોતો; ને વળી સાલ્વાન ગોહેલનો ભાણેજ જાણ્યો એટલે નરમ પડી પુછયું–"કેમ આવ્યા છો?" રૂપસિંહ બોલ્યો કે "હમે જેમંગલ હાથીને મારવા જઇએ છીએ. માટે તે વન હમને બતાવ." ત્યારે દઇત બીતો બીતો બોલ્યો કે "ભાઇ એ તો મહા બળીઓ છે, ને મારે માથે રાજા છે તે પણ એનાથી ડરે છે માટે હું તો તમને છેટેથી બતાવી આવતો રહું. નહીં તો મારા ટુકડે ટુકડા કરી નાંખશે." "તો તેમ કરજે. હમારી આગળ એનો ભાર શું છે?" એમ કહી તેઓ તો તૈયાર થયા. દૈતે મનમાં વિચાર્યું કે આ બે સખસો જેમંગલ હાથીને મારવા જાય છે તો તેઓ મારા તો પલવારમાં ટુકડા કરી નાંખશે એટલે પોતે અકરૂ બેસી બોલ્યો કે "તમે એકેક મારી ખાંધે બેસો પણ ભાઇ રખે મને મારતા!" એમ

---

૧ પાળ=ડરાવીને હકસઈ ખાવી. ૨ ટીંબો=ટેકરો. ૩ કદ્દપા=બેડોલ.

બોલતાં તેનું ત્રીકાળ[1] મેં ઉઘડ્યુ તેમાં તેના દાંત જોઇ પ્રધાન શુદ્ધ ભૂલી ગયો; ને થર થર ધ્રુજવા લાગ્યો કે અહીં તો એનાથી છેટે છીએ પણ એની ખાંધ ઉપર બેઠા તો એનું મેં પાસેનું પાસેજ છે તે કોળ્યો[2] કરી ગળી જવામાં એને વાર લાગેજ શી?" પણ રાજકુંવરનાં સામું જોયું તો તે દઢ[3] ઉભેલો એટલે લાચાર થયો. દૈત પાસે નીસંડી મંગાવી તે તેનાં શરીર સાથે અડીંગાવીને પ્રધાનને હુકમ કરયો કે "ભાઈ ચડી બેસ, કે તે એક ખાંધ ઉપર બેઠો. પછી પોતે પેટનાં વાળને વડળાની ડાળ ધરે તેમ ધરી તેનાં ગુઠણ ઉપર પગ ટેકવ્યો ને ત્યાંથી તેની છાતીનાં ને મોંના વાળ[4] વતે ખાંધ ઉપર જઈ બેઠા. એટલે દૈતે ઉઠી ચાલવા માંડ્યું, કે પ્રધાને થરથર કાંપવા માંડ્યું. તે છેક સારૂ શરીર હાલવા લાગ્યું. તે જોઇ તેને આંખોથી સમસ્યા કરી રૂપસિંહ બોલ્યો "અહં! ભાઇ આ તો મામા થાય જો! હજુ દુશ્મન તો છેટે છે, એટલામાં તમને આટલું બધું શુર કેમ છુટ્યું? કાંઇ મામાને મારવો બારવો છે કે એટલા શુરમાં આવી ધ્રુણો છો?" દૈત તે બીને બીને બોલ્યો કે 'જો ભાઇ મને ના મારતા હોં! તમારા ભાઇને સમજાવી રાખો.' ત્યારે રાજા બોલ્યો કે "ના મામા ડરીશ માં, તું શત્રુ પાસે લઇ જાય છે તેથી મારા ભાઇને એકદમ શુર છુટી આવ્યું છે. તું એના સામું મોં કરી જોતોજ નહીં. નીકર તું ખાલીપીલી ડરશે. જેમંગલને મારશે તો મારો ભાઈજ, પણ તેનાં સાથ પહેલું ધીંગાણું[5] મારૂં છે." દૈત ડરીને નીચી નજરેજ ચાલ્યા કરયો ને પ્રધાનને હીમત આવી તેથી કંપતો બંધ થયો.

એમ કરતાં સધ્યો દઇત પોતાની ગુફા આગળ પોહોચ્યો, ત્યારે કહ્યું કે "આ મારૂં રહેઠાણ! ને અહીંથી સામે પાર જેમંગલ

---

૧ વિકાળ=બહામણુ ૨ કોળ્યો=ગુક. ૩ દઢ=મક્કમ. ૪ વાળ=બાલ. ૫ ધીંગાણું=લડાઇ.

હાથીનું વન આવે છે. મને જોશે તો મારી નાંખશે. માટે હું તો ગુફામાં ભરાઉં છું, તમારે જોઇએ તો જઇને મારો." પછી બંને દૈતની ખાંધ ઉપરથી નીચે ઉતરયા ને ગુફામાં ગયા. પછી રૂપસિંહે દઇતને કહ્યું કે મારા ભાઇને શુર ઘણું ચડી ગયું છે તેથી તેને ગુફામાંજ રહેવા દે. હું જેમંગલને જોઇને આવું છું ને પછી એને તેડી જઇશ. દૈત બીધેલો તેથી કહ્યું કે "મા બાપ એને લેતો જા, નહી તો મને મારશે તો?" ત્યારે રૂપસિંહે કહ્યું કે "હું એને સમજાવીને રાખી જઇશ—તું ચાલ આપણે ગુફાનું બારણું બંધ કરવા મોટામાં મોટો પથર હોય તે લઇ આવીયે કે એ બહાર આવી તને મારે નહીં." પછી બન્ને જણ મલી પચાસેક મણનો પથર લાવી ગુફાનાં મુખમાં મેલ્યો; ને રૂપસિંહે કહ્યું કે "તું વાંસો[1] વાળીનેજ બેસજે, એના ભણી જોતો પણ ના—નહીં તો મારી નાખશે."

હવે જેમંગલ કુંવરીને હરી પોતે વનમાં ભાગી ગયો છે. ત્યારે કુંવરીની સારી રીતે બરદાસ્ત કરતો ફરે છે. સાંજ સવારે ફરવવા નીસરે છે, તેમાં જ્યાં ફળનાં ઝાડ આવે તેની નીચે ઉભો રહે છે કે ફળ તોડીને ખાય. ને વખતે પણ શુંઢ વતે તોડી તેનાં ખોલામાં નાંખતો જાય છે. ઘડી બે ઘડીએ નદીમાં જાય છે ને પોતાની પીઠ જેટલાં પાણીમાં ઉતરી ગુડણ મરડી બેસે છે, કે કુંવ ખોબે ખોબે પાણી પી લે છે. બપોરના તાપ મારે છે ત્યારે કોઈ મોટાં છાયાંવાળાં વૃક્ષ[2] નીચે આલોટે[3] છે કે રખે તેને સુરજ લાગે. તેમ હાલ બપોરના વખતે કોઇ અથાગ[4] મોટા વડની નીચે સુતો છે. તેવામાં કુંવરીએ રૂપસિંહને જોયો તારે હાથની ઇસારતો કરી પાછો વળવાને કહ્યું. રૂપસિંહ જ્યારે ઝાડની પછવાડે ગયો, ત્યારે કુંવરીએ તેને વારવા માટે ઘણાક વેણ પણ કહી સંભળાવ્યાં, પણ

---

૧ વાંસો=બરડો. ૨ વૃક્ષ=ઝાડ. ૩ આલોટવું=અરડાવું. ૪ અથાગ=ઘણું.

તે હઠજ કરી ઝાડ ઉપર ચઢી ગયો. ઉપરથી ચોફાળનો[1] છેડો નાખી કુંવરીને બંધાવાને કહ્યું, કે તેને ઉચકી તેનું તોલ તપાસી જોયું. પછી ડાળો વગેરે કાપી તેટલુંજ વજન કરી બાંધી એક છેડેથી તે અંબાડીમાં નાંખી ને બીજા છેડા વતે કુંવરીને અલગ ઉંચકી લીધી. ઝાડ ઉપરથી ઉતરી બંનેએ દોડવા માંડયું. લીલાવતીનાં પગ ને હાથમાં કાંટા ખુચી તે લોહીલોહાણ બની છે. તોપણ બંને જણ દોડતાં રોકાતાં નથી. તેમ કરતાં ઘડીક ગઈ કે હાથી ઊંઘમાંથી ઉઠયો ને વિચાર્યું કે કુંવરી તરશી થઇ હશે, માટે ચાલ પાણી પાઉં, એમ કરી નદી તરફ ગયો, ને પાણીમાં ઉતરી મીનીટ બે મીનીટ ગુડણીએ પડી રહયો. પણ કુંવરી રોજ વાંકી વલી જે હાથે પાણી લેતી તે હાથ બહાર નીકલ્યો નહીં, તેથી સુંઢ અંબાડી ઉપર નાંખી. ત્યારે તો વડલાની ડાળ પાંખડાં લાગાં. તે ખંખારી નાંખી, રાડ મારતો ઝાડ આગલ પાછો આવ્યો તો માણસનાં પગલાં દીઠાં તે વાંસે[2] ગુસામાં આવી તે જાણે પવન વેગે રેલતો[3] હોય તેમ રેલ્યો. થોડીક વેલમાં તો નજીક આવેલો જોઇ લીલાવતીએ રૂપ- સિંહને કહ્યું કે "તમે મને અહીં છોડી જતા રહો, મને એ મારશે નહીં." પણ તેણે ના પાડી. ને હાથીને ચીડવી નદીનાં તળમાં[4] જ્યાં સંકડાસની જગો હતી ત્યાં સામો લાવી ઉભો. હાથીએ ધસારો કરી આવવા માંડયું તો ખરૂં, પણ તેમાં કાંટા કંટાળી ને સાંકડી જગા જોઇ પાછો હડી ખુલાં મેદાનમાં વાટ ઘેરી ઉભો. એટલે રૂપસિંહને ત્યાં સામે જવાની ફરજ પડી. બંને લડતાં લડતાં પેલાં સંકડાસના મોં આગલ જઇ પોહેચા ત્યારે જેમંસલે રાજાને તેમાં ઘોંસી શુંઢ વતે ઝપાટા મારવા માંડયા. તેમાથી નાસવા ભાગવાને મોકલાશ નહીં રહેવાથી છેલ્લે રૂપસિંહ શુંઢની વચમાં સપડાઇ ગયો. જો પગ

---

૧ ચોફાળ=પછેડી. ૨ વાંસે=પછવાડે. ૩ રેલવું=હાથીનું દોડવું. ૪ તળ= પાણી ભરાય છે તે પટ.

તળે લઇ હાથી કચડી નાખવા માંગે તો વારજ ન્હોતી, પણ તેણે વિચાર્યું કે એમ મારવો નહીં, પણ ઊંચે ઉરાડી ભોંય ઉપર પટકી પછી ચીરી નાંખુ. ત્યારે રાજકુંવરને શુંઢમાં લઇ જેવો ઊંચે ઉરાડયો તેવો તે પલટાઇ જઇ હાથીની ડોક ઉપર જઈ બેઠો ને તરતજ તરવાર વતે શુંઢને તેનાં થડમાંથી કાપી નાંખી, હાથી કડકડાટ કરતો ભોંય ઉપર પડી મુઓ. મરતી વેળા તેણે જે ચીશ મેલી તે સપ્ખયા દૈતને પ્રધાને ગુફામાં સાંભલી, ત્યારે જાણ્યું કે હાથી મુવો.

પછી રાજકુંવર ને કુંવરી વનમાં ચાલતાં સપ્ખયા દૈત પાસે આવીયાં ત્યારે તે બોલીયો કે "તમે અહીથી કેયે ભરાઇ બેસો આજ અનલ પંખીનો મારા પાસે ચાકરી કરાવવાનો દીવસ છે તે જે ઘડી અધ ઘડી જાય છે તેમાં આવી પુગશે, તે તમને જોશે તો મારી નાખશે. તે આગળ કોઇનું ચાલતું નથી ને આઠ દહાડે આવી મારી પાસે ચારો શોધી મંગાવે છે તે હું બધે રખડી રઝળી ફળ એકઠાં કરી આપું છું. પછી મારી પાસે પાંખ અને પગ ચંપાવે છે; તેમાં મારૂં આખું અંગ દોદરૂ થઈ જાય છે. વળી તેમાં જો મારો હાથ નરમ પડયો તો મને પંજા વતે મારીને ચામડી ફાડી નાખે છે; તે–ઓ! પેલો ઉડતો આવે છે. તમે જાઓ! સામા ડુંગર ઉપર ભરાઇ બેસો." રૂપસિંહ ને લીલાવતી ડુંગરની ટોચ ઉપર જઇ બેઠાં. પણ લીલાવતી ચાલતાં બહુ થાકી ગઇ છે, તેને ઊંઘ આવી છે ને પછવાડેથી રૂપસિંહને પણ મંદવાયુમાં[1] ઉંઘ આવી કે તે પણ સુઇ ગયો છે. અનલપક્ષીએ આવતા વારને સપ્ખયા દૈતને કહ્યું કે "અહીં કોઇક માણસ છે." ત્યારે દઇતે તેને ઉડાવ્યો કે "સાહેબ અહીંયા માણસ કોણ આવે? હું આપને સારૂ ફળ એકઠાં કરવામાં આખો દિવસ અહીં તહીં વનમાં ભમ્યો હતો; પણ મને તો અડખે પડખે પણ કોઈ દીઠામાં આવ્યું નથી. લો! તમે આ ફરાળ[2]

---

૧ મંદવાયું=ધીમો પવન. ૨ ફરાળ=ફળ.

કરો." એમ કહી મોટાં મોટાં ફળ એકઠાં કરેલાં આગળ ધર્યાં. ખાઇને ચપી કરાવી તેમાં ઘણીક વેળ ગઇ. પછી તેનો જવાનો વખત થયો ત્યારે ચંદ્ર પુરો ઉગેલો, તેનું તેજ, લીલાવતી ડુંગર ઉપર શુતી છે, તેનાં ગલામાં નવલખી હાર છે તેના હીરાનું તેજ, તેમજ તેના ચીર, ચોળીનું તેજ એકાકાર થઈ ડુંગરને મથાલે બીજો ચાંદ ઉગ્યો હોય એમ દીસવા લાગ્યું ! ત્યાં અનલપંખીની નજર ગઇ કે તે ભણી[1] ઉડયો ને લીલાવંતીને પોતાના પંજામાં ઉપાડી નાઠો.

ઘણીવાર પછી રૂપસિંહ ઉઠીને જોએ છે તો લીલાવતી મલે નહીં. તેથી સખ્ખીઆ પાસે આવી પુછ્યું. તેણે વિટેલી વાત જણાવી ત્યારે રૂપસિંહે અનલ પક્ષીનું ઠેકાણું કયાં છે તે બતાવ, એમ કહ્યું. સખ્ખીયો વલી ખાંધે લઇ ચાલ્યો તે અનલ પક્ષીના વનમાં આવ્યો, ત્યાં એક પાહાડ હતો ને તેમાં સાત તાડ ઉંડું ભોયરૂં જેમાં ઉપરથી જોતાં શાફ અંધારૂંજ લાગતું, બીજું કાંઇ માલમ પડતું ન્હોતું, તે ઉપરથી સખ્ખીયાએ બતાવ્યું કે "આ અનલ પંખીની ગુફા છે." ગુફા તો બહુજ ઉંડી એટલે તેમાં કાંઇ ત્રેવડ[2] કરીને ઉતરવું એવો વિચાર રૂપસિંહના મનમાં આવ્યો. સખ્ખીયાએ કહ્યું કે "હાથીના ચામડાનાં દોરડાં વતે ઉતરાય તો ઉતરાય. ને ઉતરયા પછી તમે એને હણુશો એવું હું તો માનતોજ નથી. અનલ પંખી બે ચાર હાથી પંજામાં લેઇ ઉડે એટલું બળ ધરાવે છે. તેને કેમ મારી શકાય ?" પણ રૂપસિંહે સખ્ખીયાને ચાર પાંચ હાથીના ચામડાની ખાલ[3] ઉતારી લાવવાને કહ્યું. દૈત તે લાવી આપી ઉભો રહ્યો. પછી તેનું દોરડું કરી લાંબામાં લાંબુ વણી તેને એક ઝાડ સાથે બાંધી પ્રધાનને તે ઉપર નજર રાખવાનો હુકમ કર્યો. પછી તરવાર પોતાના મોંમા ધરી રૂપસિંહ હાથીનાં દોરડાંથી ઉતરી ગુફામાં ગયો. નીચે ઉતર્યો તો લીલાવતીનાં ખોળામાં ડોક નાંખી અનલ પંખી સુતો છે. તો

---

૧ ભણી=તરફ. ૨ ત્રેવડ=ઈલાજ. ૩ ખાલ=ચામડી.

તેના ખોળા અવજી ઘાસને પાંદડાં મુકી પંખી પાસથી કુંવરીને ઉઠાડી દૂર કરી. પછી તેના સીનામાં કટાર ખેંચી પંખીને મારી કે તરત એ ત્રણ તરફડીઆં ખાઇ મરી ગયો.

ગુફામાંહે ડાળ[૧] વગેરે હતું તેનો એક ત્રાપો કરી હાથીના ખાલના દોરડાંએ બાંધ્યો ને લીલાવતીને ઉપર ચઢવાને કહ્યું. ત્યારે લીલાવતીએ રૂપસિંહને ઓંસ કરી કહ્યું કે "અમારા અદૃષ્ટ[૨] માઠા છે કે તમે આટલાં આટલાં વાનાં[૩] કરી જેમંગલ હાથી પાસેથી છોડાવી તો વળી પાછી આ દુઃખમાં આવી પડી માટે પહેલાં તમે ઉપર જાઓ ને પછવાડેથી મને ઊંચકી લેજો. મારાં ખરાબ દૈવની પછવાડે જે રહે તેને પણ ખરાબ નડે એટલે તમેજ પેહેલા ચઢો." પણ રૂપસિંહે જોરથી કુંવરીને તેમાં બેસાડી દોરડું હલાવ્યું કે પ્રધાને તેને તરત ઊંચકી લીધી. ગુફામાંથી જેવી ઊપર આવી તેવું તેનું રૂપ ને તેના હારનો ઝકઝકાટ જોઇ પ્રધાન ચક થઇ ગયો. કે તેને ઊપર લઇ તેનાં મોં સામુજ જોયા કર્યું. કુંવરી બોલી "તમારા ભાઇ સારૂ દોર નાખોની? ઊભા કેમ થઇ રહ્યા છો?" ત્યારે બોલ્યો કે "ભાઇ કોણ ને વા... શી હવેથી હું તો તારો ભરથાર ને તું મારી પત્ની[૪]!" કહી દોરડાનો છેડો કાપી નાખ્યો. લીલાવતીએ કેટલાંક કઠણ વચન કહ્યાં ને પછી કશુંઓ ને શુખડી[૫] રાખેલો દાબડો હતો તે ધડ ઊંચકી લઇ ગુફામાં નાખી દીધો. પ્રધાને કહ્યું કે "આપણે લાંબો વાટ કાપવો છે તે ખાઇશું શું?" ત્યારે કુંવરી બોલી કે "હે ભુંડા! આપણને તો કોઇપણ ગામ-ખેતર મળશે તે માંગી ખાશું, પણ તારો ભાઇ ગુફામાં મરશે, તો ખરો; પણ વગર અન્ને તેનો જીવ રૂંધાય[૬] તે કરતાં ખાય, માટે મેં દાબડો નાંખ્યો છે." પછી પ્રધાન કુંવરી સાથે સપ્રીયા દૈતના ગુફા પાસે આવ્યો.

૧ ડાળ=ડાળીઓ. ૨ અદૃષ્ટ=માઠુ ભાગ્ય. ૩ વાનાં=રીતના ઇલાજ. ૪ પત્ની=બાયડી. ૫ સુખડી=સુકુ ખાવાનું. ૬ રૂંધાય=ગુંઠાય.

કુંવરીને રસ્તામાં સમજાવી તેથી તે તેને વરવાને મોઢેથી કબુલ થઇ. હાલ તરત કોઇ વાતમાં સામુ બોલતી નથી. તેથી હૈતે રૂપસિંહ વિશે પુછ્યું ત્યારે પ્રધાનને જવાબ આપવા દીધો કે "તેને તો અનલ પંખીએ મારી નાખ્યો છે–પછી મેં પંખીને મારી નાખ્યો ને કુંવરીને લઇ અહીં આવ્યો છું." હૈતની ખાંધ ઉપર બેસી બંને વંનમાંથી બહાર નિકલ્યાં. ખરાબ દીવશ વહી ગયા છે ને સારો સંજોગ આવે છે—તેથી પ્રધાન રૂપસિંહના મામા શાલ્વાન ગોહેલનાજ શેહેરમાં જાય છે! ત્યાં કુંવરીને રાજાના મેહેલમાં ઉતારો આપ્યો છે ને પ્રધાન સુત દીવાનને ત્યાં ઉતર્યો છે—ત્યાંથી ગોહેલની મારફતે કુંવરીના બાપ ઉપર વધાઈ મોકલે છે કે કુંવરીને પાછી વાળી લાવ્યા છે—માટે વેલું[1] તઇયાર કરવી. એટલે લીલાવતીએ મેહેલમાં રહી શાલ્વાનને ખરી ખબર જણાવી ને તે પ્રધાનથી છાની રાખી. તથા રૂપસિંહને ગુફામાંથી કાહાડી લાવવાને ઝડપથી તઈયારી કરાવી. એટલે સખીયો દઇત ને રાજાની દોડનાં[2] માણસો ગુફા આગળ પુગી વલ્યાં તે વેળા રૂપસિંહ પાસ પેલા દાબડામાંની શુખડી અને કશુંબો ફકત એક દિવશ ચાલે એટલોજ રહ્યો છે—દોરડાં વતે રૂપસિંહને દશ બાર દહાડે બહાર કહાડયો. પછી વાજતે ગાજતે શેહેર ભણી લાવ્યા છે. પ્રધાનસુતને રૂપસિંહનાં આવવાની ખબર પડી કે તે પોતાની બદ દાનત માટે પસ્તાયો ને પ્રધાનનાદિક કારોબારીઓની સલાહથી ઉઘાડે પગે, ઉઘાડે માથે, ને મોંમાં ખાસડું ધરી, પોતાના મિત્રને સામો મલવા આવ્યો.—રૂપસિંહ પોતાના મિત્રની આવી દીનતા[3] જોઇ સામે ધાઇ આવી ખાસડું નાખી દીધું—બાથ[4] ભીડી બોલ્યો "ભાઇ એમાં તારો વાંક નથી, મારા અદૃષ્ટ માઠા હતા તેણે કરાવ્યું, નહી તો તારા મનમાંજ પાપ હતે તો તું વળી કુંવરીને લઇને મારા મામાનાં શહેરમાં શું કરવા આવતે?" પછી અહી બહુ આણંદનો

---

૧ વેલું=લગનની ગાડીઓ. ૨ દોડ=ધીસત. ૩ દીનતા=લાચારી.
૪ બાથ=કોટી.

ઓછવ[1] થઇ રહયો છે—તેમાં હમીર ચોહાન પણ જાણે પરણવા કે પરણાવવા આવતો હોય તેમ આવ્યો છે-બાપ દીકરીનો બે ચાર વર્ષે મેલાપ થયો છે—એ બંનેના હરખનો તો પારજ નથી. પછી રૂપસિંહ ને લીલાવતી બહુ હાવભાવથી પરણી ઉઠયાં.—હમીરે પોતાના લોહાડ શહેરમાં જઇ રૂપસિંહને ગાદી આપી, પણ રૂપસિંહના દેશવટાની અવધ[2] પુરી થયલી, એટલે પોતે છતો થઈ કનોજ જવા કહ્યું.—તેથી સસરાએ માલ ખજીના વગેરે મોટી સામગ્રીથી[3] ઊંટ, હાથી, સવાર, પાયદા, દાસ, દાસીઓની સાથે વીદાય કરયો. એવા ઠાઠમાઠથી લીલાવતી સાથ લઈ રૂપસિંહ બાપને બાર વરશે જઈ મળ્યો—ને પોતાની કનોજની ગાદી ઉપર રાજ કરવા બેઠો.



૧ ઓછવ=શાદી શમશની. ૨ અવધ=મુદત, હદ. ૩ સામગ્રી=સરસામન.

# રાજા રવકરણ ને અંબોલા રાણી.

નવતેરી નગરીનો રાજા રવકર્ણ હતો. તે ઘણો સતમાર્ગિ[1] હતો, તેથી દેવતાઓ તેને પ્રસન્ન હતા. તે દરરોજ નવ મણનો પથરો ઉચકીને ફેરવે એટલું તેનામાં બળ હતું. તેને એકસોતેર રાણીઓ હતી. એક દીવસ એવું બન્યું કે તેનાં ઘરનાં માગણ લાલ ને મેણ નામના ભાટ માગવાને આવ્યા. એ વખતે રાજા કચેરી ભરીને બેઠો હતો તેણે "આવો આવો ભાટજી!" એમ કહી ઘણો આદરસત્કાર[2] કરયો. ત્યારે ભાટોએ આશીરવાદ દીધો કે "જીવો! જીવો! બાપા, ઘણુંક જીવો, રાજા રવકર્ણ સતમાર્ગિ, ઘણું જીવો તમો!" એમ બોલી કચેરીમાં બેઠા. પછી ઘણાં દીવસ રાજાને ત્યાં રહી તેની તારીફ ગાઇ એટલે જતી વખત રાજાએ તેઓને સવા લાખ રૂપીઆનું દાન કર્યું. પછી રાજાએ કહ્યું કે "જાઓ માગણો મારી રાણીઓ પાસે જઇને દક્ષણા માગો." તે ઉપરથી ત્યાં જઇ રાણીઓના પીયરની ઘણી ઘણી તારીફ કરી ને તેમનાં ભરથારની પણ તેવીજ રીતે કરી. એમાં બે ચાર દીવસ રોકાયા બાદ ચાલવા માંડયું ત્યારે રાણીઓએ તેમને દાનમાં તેમને ઝાડકણુ[3] સુપડે સુપડાં ભરી આપ્યું. ભાટોએ વિચારયું કે આ

---

૧ સતમાર્ગિ=સારે રસ્તે ચાલનાર. ૨ આદરસત્કાર=આવ આદરમાન. ૩ ઝાડકણ=ચોખા ઉપણ્યા પછીનો ભુસો.

પદમણીના લક્ષણ ના હોય ને રાણીઓ કોઈ હલકી જાતીનીઓ છે." પછી રાજા પાસે આવી કહ્યું કે "તમારી કન્યાઓ જોઇ પણ તેમાં એકે પદમણી નથી, માટે એટલી બધી પરણી તેમાં શું વાઘ માર્યો?" ત્યારે રાજાએ પુછ્યું કે "મારી એકસોતેર રાણીમાં એકે પદમણી નથી?" તો જવાબ આપ્યો કે 'ના!' રાજાએ પાછું પુછ્યું કે "આટલી બધીમાંથી એકમા પણ પુરૂ રૂપ ને લક્ષણ નથી?" ભાટો ફરી બોલ્યા કે નહિ. રાજાએ પુછ્યું "એ કેમ વર્તાય?" ભાટોએ ઉત્તર આપ્યો કે જો પદમણી હોય તો તેનાં જ્યાં પગલાં પડે ત્યાં કંકુ નીસરે. ત્યારે જુઓ તમારી એકે રાણીનાં પગમાંથી કંકુ નીસરે છે?" બીજે દીવસે તપાશી જોવા સારૂ રાજાએ રાણીઓને કહ્યું "જાઓ તમે સોનાનાં બેડલાં લઈ પાણી ભરી આવો ને હું આ ચાદર ભોંય ઉપર પથરાવું તેના ઉપરથી એક પછી એક મારી નજર આગળથી ચાલી જાવો." ત્યારે રાણીઓ પાણી ભરવા ગઇ. રાજા ચાદર પથરાવી પોતે સામે બેઠો છે, સાથે બે ભાટ પણ છે, એટલામાં રાણીઓ પાણી ભરી લાવી અને અનુક્રમે[2] તે ચાદર ઉપર ચાલવા માંડ્યું. જેમ જેમ તેઓ ચાલતાં ગયાં તેમ તેમ ચાદર ઉપર કાળાં ધાબાં પડવા લાગ્યાં. એમ કરતાં કરતાં સો રાણીઓ ચાલી ગઇ એટલે તો આખી ચાદર કાલી ધબ થઈ ગઇ. પછી રાજાએ પોતાનું મન મનાવવા વાસ્તે બાકીનીઓને કહ્યું કે "ઉભાં રહો" અને ભાટો મગ જોઈ બોલ્યો "અલ્યા ભાટો! જો! આ સોમાં તો તમે એક પણ જોઇ નહી પણ આ બાકી રહેલી તેરમાં તો એક પણ હશે પણ રહવા દ્યો મારે જાણવું નથી." પણ ભાટો તો ના કહેવાના જોસમાં આવ્યા હતા તે બોલ્યા કે, "ના એમાં પણ નથી—બધીને ચલાવી જુઓ." તેમ કર્યું તો ચાદર પુરીજ કાલી થઇ ગઇ અને તેથી રવકર્ણને ખુબ ઝાઝ ચઢી. ત્યારે બોલ્યો કે "અલ્યા ભાટો

---

૧ પદમણી=સ્ત્રી જતીનો ૧ લો વર્ગ. ૨ અનુક્રમે=એક પછી એક.

એમાં તો એકે પદમણી નથી માટે જાઓ અને મારે માટે પદમણી શોધી લાવો. જો નહિ લાવશો તો તમારાં માથાં કાપી નાખીશ. જ્યાંસુધી તમે મને કહ્યું નહિ હતું ત્યાં સુધી મારે મન તો એક શું પણ એકશો ને તેર પદમણી હતી. પણ તમે આજ મારા ઘરની લાજ લીધી છે, માટે હવે લાવી આપો તોજ જીવતા રેહવા દઊં.”

*ભાવ ભાવકી સિદ્ધિ હૈ ભાવ ભાવમેં ભેવ,
જો માનો તાૈ દેવ હૈ નહીં ભીતકાૈ લેવ.

આ ઊપરથી પેલા ભાટોએ જોયું કે બલા તો આપણે માથે આવી પડી પણ-ઇલાજ કશો રહયો નથી. એટલે બન્ને અન્યોઅન્ય[1] બોલ્યા, “ચાલો ભાઇ શોધવા જઇએ” એમ કહી બન્ને સીધાવ્યા ને શહેરે શેહેર ફરતા ચાલ્યા. પણ કેયે પદમણી મલી નહીં. ત્યારે નિરાશ થયા કે “ચાલો ભાઇ રાજા કને જઇએ, હવે જોઇએ તો જીવાડે ને જોઇએ તો મારે.” પછી પાછા ફર્યા અને આવતાં આવતાં રસ્તામાં કોઇ સારૂ નગર આવ્યું, તેમાં રાતવાસો કરવાને પેઠા. શોધ કરતાં માલમ પડયું કે તે નગરીનો રાજા વેરીશાલ હતો. તેની ભાળ[2] કહાડી દિવસ ઉગતાં તેના દરબારમાં ગયા કે તેમને ભાટ જાણીને રાજાએ વિનયપુર્વક[3] આદરસત્કારથી બોલાવ્યા-“ આજે મારે મોહલે ભોજન કરવા પધારશો.” પછી વખતસર રાજા તેઓને પોતાને મોહેલે લેઈ ગયો. રસોઇ તૈયાર થઇ કે તેઓને માટે થાળીઓ પીરશાવી. લાલ એક બાજુએ બેઠો અને તેની સામે મેણુ બીજી બાજુએ બેઠો. હવે રાત્રે ભાટોએ પોતે પદમણી સોધવા નીકલા છે તે વાત ચોરે કરી છે તેની સફવારે પન્યાર આગલ ચોવટ થઈ છે. તેમાં રાજાની દાશીઓ પાણી ભરવા આવી છે તેઓએ સાંભલી

---

*સીઝીને હેતુ બધુ ભાવમાં છે. જો માને તો દેવ નહીં તો ભીતનું ચિત્રામણ !

1 અન્યોઅન્ય=એકબીજાને. 2 ભાળ=ખબર; પત્તો. 3 વિનયપુર્વક= રૂડી રીતે.

રાજાની કુંવરીને ચેતવી છે. તેથી જ્યારે લાલ ને મેણ રશોઇ કરવા બેઠા છે ત્યારે પેલીએ પગને અંગુઠે કંકુની ગોટી રાખી વચેથી ચાલી જવાની સંકેત કરી છે. તે મુજબ કુંવરી સોળ શણગાર સજી રસોઇ પીરશીને ચાલી ગઇ. ત્યારે લાલે જોયું તો તેની વાંસે કંકુના પગલાં પડેલાં દીઠાં, તેથી બોલી ઉઠયો "ભાઇ મેણ! ભોજન કરતો ના. ઉઠ! આ પદ્મની છે." એમ કહી થાળી ખસેડીને બંને બેઠા, તે જોઇ વેરીશાલે પુછયું "કેમ ભાટ જમતા નથી?" ત્યારે તેઓ બોલ્યા "દાનનું વચન આલો તો જમીએ." ત્યારે રાજાએ કહયું "જમો તો ખરા?" ત્યારે ભાટે કહયું કે "ભોજન તો નહીં કરીએ અને જો વચન નહીં આલો તો ભુખ્યા ઉઠી જઇશું." ભાટ ભુખ્યા જાય એ તો ક્ષત્રિવટ[1] ને ખોટ લાગે માટે રાજાએ વચન આપ્યું કે જે માગશો તે આપીશ. તેથી તેઓ ખાવા લાગ્યા. ખાઇ રહયા બાદ રાજાને વાત જણાવીને કહયું કે "રાજાજી તમારી કુંવરીનો આ ચાંલ્લો લ્યો." ત્યારે રાજાએ કહયું "કબુલ છે." ભાટ બોલ્યા કે "ના, તમે ફરી જશો માટે અમારા રાજાના ખાંડા[2] સાથે લગન કરી આપો–" રાજાએ તેમ કર્યું:

*ઉપકારી ઉપકાર જગ સબસોં કરત પ્રકાસ,
જ્યોં કટુ મધુરે તરુ મલય મલયજ કરત સુવાસ.

પછી તે બાઇને સાથે લઈ નવતેરી જવા નિકળ્યા. એક બે દિવશમાં જઇ પોહોંચ્યા અને રાજાને કેહણ મોકલ્યું કે ભાટ પદ્મની લઇ આવ્યા છે. એટલે રાજા પોતાની કચેરી સહીત વાજતે ગાજતે સામે ગયો અને પછી તેઓ સઘલાં ઘેર આવ્યાં. રાજાએ પોતાની નવી રાણીને સાત માળના મોહલમાં ઉતારો આપ્યો. રાણી સઉથી

---

૧ ક્ષત્રિવટ=શુરાઓનો મોભો. ૨ ખાંડું=લાકડાની તરવાર.

* ઉપકારી માણસ છે તે લોકોને ઉપકારજ કરે છે જેમ કડવું લાકડુ મલીઆગરથી સુગંધીમાન થાય છે.

છેલ્લે માળે ગઇ કે જ્યાં નાના પ્રકારના કપડાં તથા શણગાર મુકેલા હતા. એક પોશાક પહેરીને આરસીમાં જોયું પણ તે પ્રસન્ન નહીં પડવાથી ઉતારી મેલ્યો. બીજો પહેરી જોઇ તે પણ ઉતારી મેલ્યો. એમ કરતાં કરતાં તેણે તેવા સાત પોશાક તથા આભુષણાદિ[1] પેહરી જોયાં પણ એકે ગમ્યાં નહી, કારણ પદ્મનીને 'જેડુ' રતનનો હાર જોઇએ તે એકેમાં નહીં હતો. તેથી કરીને તેણે ચીડાઇને પોતાનો શણગાર ઉતારી નાખી જુનાં જુનાં કપડાં પેહેરી મેડી ઉપરથી ઉતરીને ત્રીજા માળના એક જુના ખાટ ઉપર જઇને પડી. થોડા વખત પછી રાજા આવ્યો તે એકદમ અગાશી ઉપર ચઢી ગયો અને જુવે છે તો પોતાની રાણી મળે નહીં. શણગાર સઘળો ખુંટી ઉપર મુકેલો જોઈ તે ધાભરો બની શોધ કરી તો ત્રીજા માળ ઉપર પોતાની રાણી ફાટેલા ધાભા[2] જેવાં વસ્ત્ર પેહરીને એક નાના તુટેલા ખાટલા ઉપર પોઢેલી છે. ત્યારે તેણે પુછ્યું કે "કેમ રાણીજી, વિના વસ્ત્રે આમ શોકમાં પડયાં છો? આપણે ત્યાં શું કમી છે? જોઇએ તે ખાઓ, પીઓ ને જોઇએ તે ઓઢો પેહેરો. ઉઠો! શણગાર સજો કે આપણે કાંઇ વિનોદ વાત[3] કરી લીલા રમીએ!" રાણી કહે "હું તો નહીં રમું અને કદાચ રમું તો કયારે કે જ્યારે તમે મને 'જેડુ' રતનનો હાર લાવી આપો ત્યારેજ. હમારે પદ્મનીને એવા હાર વગર કેમ ચાલે? એ તો હમારૂં મોટું આભુષણ અને તે જ તમારે ત્યાં ન મલે એ કેમ સંખાય?" ત્યારે રાજાએ કહયું "તું શું કરવા વિલાપ[4] કરે છે? હું હમણાં લાવી આપુ છ," —એમ કહી ચાલ્યો ને પેટી પટારા ખોળવા મંડી ગયો પણ તેમાં એક પણ 'જેડુ'નો હાર જડયો નહી. બીજા હજારો મોતી ઝવેર વગેરેના હાર જોયા પણ તેમાં જોઇતો—'જેડુ' રતનનો એકે પણ જોયો

૧ આભુષણાદિ=પોશાક વીગેરે. ૨ ફાટલો ધાભો=ફાટેલું તુટેલું.
૩ વિનોદવાત=ઇશક આરામ. ૪ વિલાપ=શોક.

નહી. ત્યારે વળી વિચારયુ કે ' ભાટો કહેતા તે જ ખરૂ-મારી કોઇ પણ રાણી પદ્મની ન્હોતી, નીકર એવું રતન ના હોય ? પણ વારૂ મારા ગામમાં મોટો ઝવેરી રતનશા છે, તેની પાસે હશે.' એવું ધારી તેને ત્યાં ગયો ને તેનાં કમાડ[1] વાસેલાં[2] હતા તે ઠોક્યાં. ત્યારે રતનશાએ રાજાને પારખી બારણાં ઉઘાડયાં ને પુછ્યું " કેમ સાહેબ " આવે વખતે આવવું થયું ? શું અગતનો હુકમ છે ? ત્યારે રાજાએ ' જેડુ ' રતનના હાર વિશે પુછ્યું તો રતનશાએ ના કહી. રાજાએ ફરી પુછ્યું તે ક્યાંથી જડશે, ત્યારે રતનશા કહે " જીવેરાજ ! મનમાં ખોટું ન આણો તો કહું. તમારા ગામમાં તો છેજ નહી. પણ જાવત કરીને હયાંથી છ માસના રસ્તાનો એક બેટ છે ત્યાં મળે છે; પણ ત્યાં જે જાય છે તે પાછું આવતું નથી. સા બ ટાટમાં કહેવત છે: —

" જે જાય જાવત, તેને ન મલે આવત. "

તે બેટમાં એક કુવો છે, તેમાં એક પરી વસે છે. તે જ્યારે ખુંખારે છે ત્યારે અકેક રતન પડે છે, તે સાંજ પડતાં સુધીમાં તેવાં રતનની એક ઢગલી થાય છે. એ પરીનું નામ જેડુ પરી છે ને તેનાથી જે રતન ઉત્પન્ન થાય છે તે જેડુ રતન કહેવાય છે. તે પદમણીજ પહેરી શકે છે—પણ જો તેનો હાર કોઇ બીજી સ્ત્રી પહેરે તો તે ગળી જઇને પાણી થઇ ઉડી જાય છે. પણ જાવત જે જાય છે તે કાં તો જંગલોમાં રખડી મરે છે કાં તો પરીના મોહજાલમાં[3] ફસી રહે છે, માટે આપણાથી જવાય તેમ નથી.' ત્યારે રાજા બોલ્યો કે મારે તો જવુંજ ' કહી નીશંક ઠરાવ્યું. ઝવેરીએ વિચાર્યું કે આ રાજા સતમાર્ગિ છે તે ગયા વગર રેહેશે નહીં, ને જશે તે અવશ્ય પાછો ફરશે. માટે જો એની સાથે હું જાઊ તો હું પણ ભારે ખજાનો લઇને આવીશ, જેમ કહે છે કે:

---

૧ કમાડ=બારણાં. ૨ વાસેલાં=બંધ કરેલાં. ૩ મોહજાલ=ઇશકની લાલચ.

*રહે સમીપ વડે ન કે હોત વડો હિત મેલ,
સબહી જાનત બઢત હે વૃછ બરાબર બેલ.

પછી તેણે રાજાને પુછ્યું કે રજા હોય તો હું પણ તમારી સાથે આવું. રાજાએ તેને હા કહી મોટાં પરોઢીઆમાંજ જવાનું ઠરાવી, પાછો પોતાને મોહોલે બંબોલા પાસે આવ્યો કે તેણે પુછ્યું " કેમ સ્વામીજી હાર લાવ્યા ?" તો કહ્યું કે "કુંચીઓ જડતી નથી માટે સવારે આપીશ." ત્યારે રાણી બોલી " લઇને આવો, પછી શૃંગાર[1] સજીશ." એવી રીતે અન્યોઅન્ય[2] ભાષણ કીધાં પછી રાજા અને રાણી એક બીજાં વચ્ચે તલવાર મેલી વેગળાં સુતાં. વાણું થતાંજ વાહાણોની તઇયારી કરવાનો હુકમ આપ્યાથી થોડી મુદતમાં તે તઇયાર થયાં. પછી શેઠીઆના કહેવા ઉપરથી રાજાએ શેઠીયાના દીકરા મધુવણને રાજપાટ સોંપી સફરે નીકલ્યો. વાહાણ ખેડતાં ખેડતાં કેટલાક માસ થયા અને અંત્યે જાવા બેટ હાથ લાગ્યો ત્યાંહાં વહાણ નાગરયાં અને રાજા તથા વણિક પરીનો કુવો શોધવાને ઉતરયા. એક જગે બાર બાર કોશ ફરતું જંગલ છે તેવા વિસ્તારમાં કોઇ વસ્તી નથી ત્યાંહાં એક સુશોભિત કુવો બાંધ્યો છે. આસપાસ આશોપાલવના ઝાડ છે. કુવાને પાળ છે અને તે ઉપર મીના કામ એવું સરસ કરયું છે, કે સુરજના કિર્ણમાં સુર્યનું તેજ ને તેની કારીગરી એકાકાર થઇ ઝળકે છે. દુરથી જોતાં કુવો જંગલ વચ્ચે બીજો સુરજજ દીસ્યો. તેમાં તેની પાળ ઉપર કોઇ સકુમલ સ્ત્રી જોવામાં આવી. પુરૂષોને નજીક આવતાં જોઇ સ્ત્રી છબક દેતી પાણીમાં પડી ને માંહ જોય છે તો કયાંઇ દીસી નહી. એટલે રાજા સમજ્યો કે આજ પરી હશે. એ પ્રમાણે ભાગી જતાં પરીની મોજડી[3] પાળ ઉપર

---

* મોટા માણસની સંગે મોટું થવાય, જેમ વેલ છે તે ઝાહાડ બરોબર ઉંચી ચડે છે તેમ.

૧ શૃંગાર=પોશાક. ૨ અન્યોઅન્ય=એક મેકે. ૩ મોજડી=જુતી.

રહી ગઈ હતી તે હાથમાં લઈ રાજા કુવામાં ઉતર્યો. મોજડીના સતથી પાણીએ છુટુ પડી વાટ આપી તો માંહે એક ભોંયરૂ છે. અને ભોંયરાંમાહ બીજાં ભોંયરાં છે. તેમાના એકમાં હીંડોળા પર હીચકા ખાતી એક સુંદરી જોઇ તેના સાથ વાદવિવાદ[૧] કરતાં માલમ પડ્યું કે તે તો પરીની દાસી છે તોપણ તેનો અથાગ ડાક હતો. પછી તે એક ભોંયરામાં બંનેને લઇ ગઇ અને જણાવ્યું કે આ ઢાકણ ઉંચકી જવાય તો માંહે જજો. હમારી બાઇ જે રતન ખુંખારી કાહાડે છે તેની સાંજ પડતાં એક ઢગલી થાય છે તે વનનો રાખશ આવીને માહેના ભોંયરામાં મુકી આ સલ્યા[૨] ઢાંકી જાય છે તે તમારાથી ઉચકાય તો માહે જવું. અને જઇ સાંજ સુધીમાં જેટલાં લેવાય તેટલાં લઇ ભોંયરાની માંહથી ઉગમણો રસ્તો છે તે રસ્તે નીકલવું. સલ્યા જેવી ઉચકશો કે તે માર્ગ તો આપશે પણ પાછી પોતાની મેલે બંધ થઇ જશે એટલે તે રસ્તેથી પાછું આવવું બનશેજ નહી. ને બાર નીકલવાને માર્ગથી નીકલો તો ભલા, નહીકર ત્યાંહાં જાદુગરણીઓ રહે છે તે તમને રંગભોગ કરવા લલચાવશે ને તેમાં ગુટાયા તો પછી માહીજ રવડી મરશો. હજારો માણશ ઝવેરાત લેવા આવ્યા હતા. તે માંહ ગરી પાછા નીકલ્યા નથી. જાદુગરણીઓએ તો માંહ આખ્ખું શહેરનું શહેર વસાવ્યું છે." રાજા તો નવ મણનો પથ્થર ઉચકી શકે છે તો આ સલ્યા ઉંચકવી તેને સહેલ થઇ પડી. પછી માંહે જઇ રત્નો લેવાં હતાં તે લીધાં અને આડી અવળી નજર કર્યા વગર ઉગમણે માર્ગે ચાલ્યા તો ત્યાંહાં હજાર તરેહની મોહ[૩] જાલ જોવામાં આવી. પરંતુ વણિક બીનો કે રખે રાજા ફસી જાય ને આપણું ઝવેર રહી જાય તેથી પગલે પગલે-"ઓ તુત[૪] આવ્યું! ઓ તુત આવ્યું!"-કરી પોકારતોજ ચાલ્યો કે અંત્યે ભોંયરાનું મ્હો મલ્યું અને બંને બાર નીકલ્યા. પછી વાહાણ

૧ વાદવિવાદ=સવાલ જવાબ. ૨ સલ્યો=પથ્થર. ૩ મોહ=લોભ. ૪ તુત=તરકટ.

મોટા ખજાનાથી ભર્યાં ને રાજાએ તેમને હંકારવાનો હુકમ કીધો. વાહાણો ભર દરીએ આવ્યાં એટલે પેલા વણિકે વિચાર કીધો કે રાજાને જો હવે ઠાર કરી નાખુ તો મારે આ વાહાણુ ને રાજપાટ એઊ આવે. એવા વિચારથી તેણે રાજાને પોતાના વાહાણમાં સફરનો હીસાબ નક્કિ કરવાને તેડયો. વણિકે તેને મીશે[1] આવવાને વાસ્તે બે વાહાણુ વચે એક પાટિયું ઢાલી[2] આપ્યું અને જેવો તે ઠેકડો[3] મારી આવવા ગયો તેવુંજ પાટિયું ઊંધુ કરી નાખ્યું કે રાજા દરિયામાં પડયો. ખલાસીને શીખવી મુકેલા હતા માટે તેઓએ કાંઇપણ જોયાં કર્યાં વગર વાહાણ હંકારી મેલ્યાં:

*કરિયૈ સુખ કૌ હોત દુખ યહ કહોં કૌન સયાન,
વા સૌને કૌં જારિયૈં જા સોં ટુટે કાન.

રાજા તો દરિયામાંથી ડુબતો ડુબતો તરીને કોઇ બીજે દેશ નીકલી પડયો. ત્યાંના રાજાએ તેની બહુ પ્રહુણાગત[4] કરી અંતે પોતાની કુંવરી સાથે વરાવ્યો. પછી માસ અધ માસે તે પોતાની નવી રાણીને સાથે લઇ પોતાને શેહેર જવાને કાફલો તઇયાર કરી નીકલ્યો. હવે રતનશાનો કાફલો પવન આડો અવળો લાગ્યાથી કોઇ ખરાબા ઊપર માસ ચાર પાંચ ખુટી પડયો હતો તે સામો મળયો. પવન વેગથી[5] રાજાનો કાફલો નજદીક પુગ્યો. ત્યારે ખલાસીઓએ એક મેકના કાફલાની તપાસ કરી તો તે પણ કાફલો રાજા રવકર્ણનો કહયો. રાજાને શક પડેથી દોરડાં અને માણસોની મદદથી પેલા વણિકના વાહાણુ પાસે ખેંચ્યાં ને રાજાએ પોતાના જુના વાહાણુ

* શાણુ માણસે સુખ કરતાં દુખ થાઅ એવું કામ કરવું નહી, કોની પેઠે કે જે સોનુ ઘાલે કાન ટુટે તેવું ઘાલવું નહી.

૧ મીશે=મસે. ૨ ઢાલી=નાખી. ૩ ઠેકડો=ફલાંગ. ૪ પ્રોહુનાગત=પરોણાગત. ૫ વેગ=જડફ, તાણ.

ઓલખી વાણિઆને તેના માણસો સહિત કેદ કીધો. અને બેઉ કાફલા પોતાને શેહેર આવ્યા.

હવે શેહેરમાં એવું બન્યું છે કે રાજા ગયા બાદ મધુવણ રાજ ચલાવે છે અને રોજ પોતાની સ્વારી સહિત ફરવા નિકળે છે. બંબોલા રાણી ઘણાજ વેહમાં આવી છે. એક દિવસ મધુવણની સ્વારી આવે છે તે હાથી ઉપર શણગાર સજી બેઠો છે, એટલે ઘણો શોભાયમાન દિપે છે. બંબોલા રાણીએ તેને દુરથી જોવા થકી પોતાની દાસીને પુછ્યું "અલી! ઓ! આ છેલ જેવો કોણ આવે છે?" ત્યારે દાસીએ કહ્યું કે "એ તો તમારો પતિ જેને રાજપાટ સોંપી ગયા છે તે." ત્યારે રાણી તેને બરોબર નિહાળવાને બારીએ જઇ બેઠી. મધુવણ રાણીનો ચેરો જોતાં વારજ ચકિત[1] થઈ ગયો અને જરા સામ સામી નજર થઈ ના થઈ કે તેણે સ્વારીને ચાંપીને ચલાવવાનો હુકમ આપ્યો. પેલી રાણી તેની વાટ જોતી સામી બેઠી હતી. પણ સ્વારી તો સહેજમાં માર્ગ કાપી ગઇ. બીજે દહાડે સવારે બંબોલાએ તેને તેડવાને માણસ મોકલ્યાં તે આવીને રાઆગણે[2] ઉભો. ત્યારે રાણીએ અંદર આવવાને ફરમાવ્યું. તેણે કહ્યું કે "રાજાના મોહલની અંદર આવવાની મના છે." તમારે કંઇ વાત કેહવડાવવી હોય તો બાહારથી ઉભા રહી સાંભળું. રાણીએ કેવડાવ્યું કે "મારે કંઇ ખાનગી વાત કેહવાની છે." એમ કહી દાસીને અંદર ખેંચી લઇ આવવાને કહ્યું એટલે દાસી તેનો હાથ ઝાલી અંદર ખેંચી લઇ ગઇ. જેવો તે અંદર ગયો તેવોજ રાણીએ દાસીને કમાડ વાસવાનો હુકમ કીધો. ત્યારે તેણે પુછ્યું "કેમ બાઇ એમ કાં કરો છો?" તે બોલી કે "તમને હું પુછું છું કે હાલ રાજા દેશ પરદેશ છે તારે આ નગરનો ધણી કોણ?" મધુવણે

---

૧ ચકિત=અંજાઈ ગયલો. ૨ રાઆંગણ=મોહલનો પછવાડે ને જનાનખાનાની આગલનો ચોક.

જવાબ વાલ્યો કે "હું!" "ત્યારે નગરની રાણીઓના ધણી કોણ?" ત્યારે તેણે કહ્યું કે "નગરમાં જે વસે છે તેના ધણી હમે; પણ રાજા રાણી તો હમારા મા બેન" ત્યારે પેલીએ કહ્યું કે "નહીં, નહીં, જો વિચારીને બોલ!" તોય પેલો રાણીને મા બેન કહે છે. એટલામાં પેલીએ ચાબકો મંગાવી તેને ઠડકાવીને[1] કહ્યું કે "બોલ બાયડી!" ત્યારે તે બાયડી બોલ્યો. પછી રાણીએ દારૂ મંગાવ્યો અને પેલા વણિકને કહ્યું "લ્યો આમાંથી અડધો તમે પીઓ અને અડધો હમે પીજીએ." ત્યારે તેણે જવાબ આપ્યો કે "હમારાથી પીવાય નહીં; હમે વાણીઆ એટલે વટલાઇએ." પણ તેને માર મારવાથી અને તેનાથી માર નહીં સહન થયાથી તે પણ પીધો. અંતે રસ ભોગ પણ કર્યો. અને લાલચ લાગેથી તે રોજ આવતો જતો થયો. હવે રાજા રત્નકર્ણ જ્યારે પરદેશ ગયો ત્યારે પોતાને સઘળી ખબર કરવા માટે રાણીને એક પોપટ અને મેંના આપી ગયો હતો અને જ્યારે પેલી મેંનાએ આ સઘલો અપકાર[2] જોયો ત્યારે રાણીને શિખામણ દીધી કે "ભુંડી! રાજા તારે વાસ્તે પરદેશ સેવે છે ને તું દાંડ[3] થઈ આમ કેમ કરે છે?"

*હિત હુ કી કહિયૈ ન તિહિં જો નર હોય અબોધ,
જ્યૌ નકટે કૌં આરસી હોત દિખાયે ક્રોધ.

આ સાંભળીને રાણીને ઝાંઝ ચઢવાથી મેનાંનું ડોકું મરડી નાંખ્યું. પછી વળી પોપટને પુછ્યું "કેમ અલ્યા! તું પણ ચાડી ખાશે કે!" ત્યારે તેણે કહ્યું "ના બાઇ તમારે જોઇએ તે કરો; મારે શી પડીછે?" પછી રાણીએ તેનું વચન લઇ પોપટને જીવતો રહેવા દીધો.

---

૧ ઠડકાવીને=મારીને. ૨ અપકાર=બદનીતી. ૩ દાંડ થઇ=ફાટી જઇ.

* જેને જે ભાવે છે તે ભલુ લાગે પણ ગુણદોશનો વીચાર નથી, કેમકે ભીલડીઓ છે તે મુકતાને મુકીને ચનોખડીના હાર પેહેરે છે.

હવે ઘણે દીવશે રાજાના કાફલાએ રાતને સમે બંદર કરૂ છે. તેથી કોઇ જાણ અજાણ થયું છે તેવામાજ રાજા તો રાત્રે મોહલે પધારવા નીકલી આવ્યો તે હવે આંગણે આવી ઉભો છે. ને અહીં બંબોલા ને મધુવણ રંગમાં નૃત્યકળા[1] કરતાં સુતેલાં છે, કે રાજાએ પગથીઆંએ[2] ચહડવા માંડયું. ત્યારે પોપટ ચતુરાઇથી ચેતવવા લાગ્યો–સુતા હોય તો ઉઠો રે! રાજા આવ્યા છે!" જેવો રાજા અંદર પ્રવેશ કરે છે તેવોજ પોપટે અટકાવી પુછ્યું કે "કોણ છુ? અલ્યા? રાણીના મોહોલમાં મરદનુ કામ નથી–ચાલ્યો જા, નીકર મારો રાજા મારી નાખશે." ત્યારે રાજા બોલ્યો કે "એ તો હું રાજા પોતેજ છું." વળી પોપટ બોલ્યો "રાજા છું તો શું થયું? ચાલ્યો જા! સવારે આવજે. અહીંઆ કોઇ મરદને રાતના આવવાનો હુકમ નથી." ત્યારે રાજાએ વિચાર્યું કે આ તો મરદ નામેજ અંદર પેશવા દેતો નથી તેથી ખુશી થઈ થોબરત કરી પોપટને પોતાની જાણ એધાણ આપ્યા. આટલી ઢીલ થતામાં રાણીએ મધુવણને પલંગ હેઠળ સંતાડયો. પછી રાજા રાણી મળ્યા ને બેઊ જણ એકઠાં મળી દારૂ પીવા બેઠાં, કે મધુવણને ચટક[1] લાગેલી માટે અંદરથી પેલી રાણીને આંગળી કરી. તેથી તે બોલી કે "રાજાનો હુકમ હોય તો ખાટના ધણીને પણ ટીંપુ પાઇએ!" રાજા કંઈ સમજ્યો નહી તેથી બોલ્યો કે "પાઓ!" એટલે રાણીએ પછવાડે હાથ રાખી દારૂ આપ્યો તે પેલા રાજાના જાણ્યા વગર ગગડાવી ગયો. પછી રાજા રાણી મીઠાઈ ખાવા બેઠાં તેની પણ પેલાને ચટક લાગેલી તેથી ફરી આંગળી મારી. રાણી ભરમમાં બોલી "રાજાનો હુકમ હોય તો ખાટના ધણીને પણ એક બે લાડુ ખવરાવીએ!" રાજા સમજ્યો કે પદમણીઓની પેહેલી ખાટને ખવરાવવાની અને પછી પોતાને ખાવાની રીત હશે. માટે બોલ્યો કે "તમારી પદ્મનીઓની

---

૧ નૃત્યકળા=નાચ રંગ. ૨ પગથ્યાં=આંગણાંની સીડી.

જે રીત હોય તે કરોની, એમાં મને શું વારે વારે પુછયા કરવું ?"
રાજા બોલો ને સતમાર્ગિ છે તેને કપટની શી ખબર પડે ?

*કોઉ બિન દેખે બિન સૂને કૈસે કહે વિચાર;
કુપ ભેખ જાને કહા સાગર કો વિસ્તાર.

ત્યારે લાડુ નાખ્યા. નાખતા નાખતા બે ત્રણ કડકા ભોંય પર પડયા તે બિલાડી એક ખુણામાં બેસી રહી હતી તેની નજર પડી કે તલપ મારી લઈ નાહી. બિલાડીનો એકાએક સ્પર્શ[1] થયો તેથી મધુવણ બીનો કે કોઈ શાપ બાપ છે તેથી કુદકો મારી રાજા અને રાણી બેઠાં હતાં તેમને ઢોળી પાડી નાઠો. ત્યારે રાજાએ પુછ્યું એ કોણ છે ? રાણીએ ઉરાડયું એ તો કોઇ નહીં. રાજાએ ઝાંઝ ચઢાવીને કહ્યું "રાંડ બોલ–કયારની ખાટનો ધણી કહી તરકટ રમ્યાં કરે છે. આ તો કોઇ પુરૂષ હતો–કબુલ કર !" એવું કહી રાણીને ત્રિજે માળે લઇ ગયો. પછી તેને ખાટલા સાથે બાંધીને કહયું "રાંડ જો કબુલ કરશે તો જ છોડીશ અને ઘરમાં આવવા દઇશ !" ને પોતે પાછો મેડી[2] ઉપર આવી સુતો.

હવે શેહેરમાં તો ખબર ફેલાઇ ગઈ કે રાજા આવ્યો છે, એટલે પોહોરેક રાત્રે ચાંપલી માલણે વિચાર કરયો કે ચાલ રાજાને જમેને ફુલના ગજરા વિગેરે આપી આવું. પુષ્પની ટોપલી લઇ મેહેલમાં આવીને ત્રિજા માળ ઉપર ચઢે છે એટલે રાણીએ પુછ્યું 'કોણ છું તું ?' માલણે કહયું "એ તો હું માલણ પુષ્પ લઈ આવી છું." રાણીએ કહયું કે "પુષ્પ તો મને ઓઢવાનો હક છેઃ તું બીજા કોને આપશે ?" માલણે પુછયું "બાઈ રાજા આવ્યોછ ને તમે નીચેં કેમ ?" તારે રાણીએ જવાબ આપ્યો "એ તો પિટયા મધુવણના કર્મ તો ! પણ જો ! બાઇ મારે બદલે એક પોહોર બંધાઇશ તો તને હું અખુટ ખજાનો આપીશ અને તને કોઇ રાણી કરીને બોલાવે તો બોલીશ માં !" માલણે વિચાર્યું કે રોજ તો પઇશા મલે

---

* કોઇપણ વગર દીઠી ને સાંભળી વાત શી રીતે જણાય ? જેમ કુવાના દેડકાને સમુદ્રની શી ખબર ? [1] સ્પર્શ=દીલને લાગવું. [2] મેડી=માળે.

છે પણ આજ તો કાંઇ ઝવેર હીરા મળવાના માટે ઝટ કબુલ કીધું. માલણે બંબોલાને છોડી પોતે તેનો પોષાક પેહરયો અને બંધાયાં. હવે રાણીએ માલણનો વેશ ધારણ[1] કીધો અને પેહલ વેહલી મધુવણને ઘેર ગઇ અને તેને ફીટ ફીટ[2] કીધો. પછી તેના સાથ રંગ રમી પાછી ફરી. એટલામાં રાજાએ વિચાર્યું કે પોહોર રાત તો ગઇ અને હજુ સુધી રાણીને બાંધી મુકી છે તે જો કબુલ કરે તો ચાલ હવે જઇને છોડું. એવા વિચારથી પેલી માલણને ઢંઢોળીને[3] કહયું કે "રાંડ હવે ખરૂં બોલછ કે નહી, પેલું કોણ હતું ?" એ પ્રમાણે એ ત્રણ વાર રાજાએ તેને પુછયું પણ તે તો બોલેજ નહીં. રાજાને ઝાંઝ ચઢી તેથી પોતાની તરવાર કાઢી તેનું નાક કાપી લીધું, ને પાછો જતો રહયો. એટલામાં રાણી આવી પોહોંચી કે માલણે તેને અથથી[4] તે ઇતિ[5] સુધી વાત કહી. ત્યારે રાણીએ કહયું કે "બાઇ માફ કરજો !—મેં ન જાણ્યું હતું કે આવો બનાવ બનશે. પણ હવે મને બાંધ અને હાલ તુરત તું ચાલી જા." માલણે છુટી રસ્તે જતાં વિચાર્યું કે જો ઘેર જઇશ તો મારો માટીડો નાક કાપેલું જોઇને વઢશે તેથી કાંઇ યુક્તિ ચલાવવા હજામને ત્યાં ગઇ. અને બારણું ઠોકી બોલી કે "હે વાળંદ[6] ! અસ્ત્રો આપ, રાજાના ઘોડાને કાંટો ભાગ્યો છે તે કાઢવા જોઇએ છે." હજામ ભાઇ ઊંઘમાથી ઉઠેલા, માટે ચીડાઇને અસ્ત્રો બારીથી ફેંકયો કે માલણ બુમ પાડી ઉઠી "કોઇ ધાઓ રે! ધાઓ ! આ પીટયા હજામે મારા મોઢા ઉપર અસ્ત્રો ફેંકીઓ તેથી મારૂં નાક કપાઇ ગયું છે. કોઇ ધાઓ રે ધાઓ!" હજામ તેને ઓળખતો તેથી બોલ્યો "રાંડ લુચી ! નાક તો કોણ જાણે કયાં કપાવી આવી ને અહીં આવી મને ગલે પડેછ? નાક તો કોઇએ સવા તસુનુ વાઢયું[7] છે ! ને અસ્ત્રો જરાક ઓચીતો દુરથી પડવે નાક કાંઇ આટલું બધું વઢાઇ જતું હશે ? એવું ફીતુર

૧ વેશ ધારણ=પેહરવું. ૨ ફીટ ફીટ=ધીકારના શબ્દો. ૩ ઢંઢોલી=હલાવીને. ૪ અથ=પ્રથમ. ૫ ઇતિ=છેવટ, છેલું. ૬ વાળંદ=હજામ. ૭ વાઢયું=કાપ્યું.

ક્યાંથી લઇ આવી છુ? વારૂ રાજાને કાલે સવારના કહીને તારી . ક્રાવું છું." પછી માલણ પોતાને ઘેર ગઈ. તેના વરે જોયું કે આટ બધું મોડું કેમ થયું તેથી તેને ધમકાવીને પુછ્યું "રાંડ આટ બધી મોડી રાત સુધી શેહેરમાં રખડેછ માટે કોઇ તને યાર બ્ય મલયો હતો કે શું? પકડાઇ તો તારૂં નાકજ કાપશ. કાપ્યા વગ જો રહું તો માળીનો બચ્ચોજ નહીં." અને ગુસ્સામાં આવેલો તે એ ચાર વાર એને એજ બોલતો હતો! ત્યારે માલણે કહ "પીટયા! તુ શું મારૂં નાક કાપતો!" એમ કહી પેલું નાક પોતાના હાથમાં હતું તે તેને છુટું માર્યું. "મારો પીટયો રોજ ન કાપું, નાક કાપું કર્યા કરે છે તે લે હુંજ કાપી નાખું એટલે ફ બોલેજ નહીં." આ જોઈ પેલો માળી ગભરાઇને બોલ્યો "અ મેં તો તારી મશ્કરી કરી હતી!" માલણ બોલી 'એમ કંઇ હોય બધાની મશ્કરી થાય-કાનની, હાથની પણ વળી નાકનીએ મશ્ક થતી હશે? હું પાંચ છ છોકરાની મા થઈ તોપણ રોજ કહે "ફલાણા પાસે જાય છે ને ઢકડા પાસે જાય છે તો લાવ રાંડ ના કાપું, તેથી લે હવે કાપીજ નાખ્યું કે તને કહેવા વારો[1] ના મલે. એમ કરતાં કરતાં સવાર થવા આવી ને ઝળઝળુ થયું ત્યારે રાજ ઉઠયો ને મેહેલમાં રાણી પાસે ગયો ને કહયું કે "રાત્રે તો નાક કાપ્ છે પણ હવે નહીં બોલશે તો તારો ચોટલો કાપી ગધેડે બેસાડ઼ આખા ગામમાં ફેરવીશ ને કહાડી મેલીશ." રાણી બોલી "મ:હા રાજ તમે મારૂં નાક રાત્રે કાપી નાખ્યું હતું તે ખરૂ કે? પ જુવો હું કેવી સતિ છું! મારૂં નાક તો આખુંજ છે." રાજાએ તરતજ બતિ મંગાવી જોયું તો વાત ખરેખરી છે. ત્યારે રાજાએ તેને છોડી, પણ મનમાં શક:રહી ગયો કે કંઈ કાવતરૂં હશે. સવા થઇ ને રાજા કચેરીમાં ગયો એટલે તો પેલો હજામ ને માલણ બે આવી પોહોંચ્યાં હતાં. હજામ જાણે માલણ પેહેલી મારી ફરીયા

૧ કહેવા વારો=કહેવાનો વખત.

કરશે માટે હુંજ પેહેલી ફરીયાદ કરૂં, કરી આવ્યો હતો. તેની ફરયાદ ઉપરથી રાજાએ બોલાવીને પુછ્યું "માલણ તારૂ નાક કોણે કાપ્યું?" માલણ કહે "તમે શાહેબ!" માળી વિચારમાં પડયો કે "શું રાંડ ઘેલી બેલી થઇ છે! હજાતમને ગળે પડી, મને ગળે પડી ને હવે રાજાને પણ પડે છે!" પછી રાજાએ માલણને કહયું કે "બધી વાત કહે, નહીં તો હમણે હરામખોર પાસે તારૂં માથું કાપી નખાવીશ." માલણ ધાસ્તીની મારી કંઇ વાત છુપી રાખી શકી નહીં. વાસ્તે કહયું કે રાણી મધુવણ સાથે અન્યાયમાં ગરક થઇ હતી. તે સાંભળી રાજાએ મધુવણને તેડાવ્યો, પ્રથમ તેનો બાપ કેદમાં હતો તેને પણ બોલાવી ગુન્હો કહી સંભળાવ્યો ને તેને દેશનિકાલ કરવાનો હુકમ આપી કહયું કે "તારાથી ચોવીશ કલાકની અંદર જેટલું લેવાય તેટલું લઇને ચાલ્યો જા, નીકર તારો જાન જશે." પછી મધુવણને પાસે તેડી અને તેને બંબોલા સોંપીને કહયું કે "જાઓ તમને પણ એજ સજા!" એટલે તેમને પણ દેશનિકાલ કીધાં. પછી માલણને કહયું કે તારૂં નાક કપાયું તે પણ ઠીક થયું પણ મારા શેહેરમાં કોઇ બુચ્યું માણસ રેહેતું નથી માટે તું પણ ચાલી જા."

રામા ન જુએ રૂપ, નહી વિદ્યા કે વાણી,
જાત ભાત નવ જુએ, પરાક્રમ કે નહી પાણી;
ન જુએ કુળ કે શીલ, નહી પંડીત કે પૂરો,
નહિ ભિક્ષુક કે ભૂપ, નહી કાયર કે શૂરો;
વિદ્યા, વનીતા, ધન, વેલડી, ચપલ ગમે ત્યાં જઈ ચડે,
જે પાસ વસે ત્યાં પ્રીતથી, ફોગત ફાંડામાં ચડે પડે;
પંડિત કેરી નાર, મુરખ સાથે જઇ માણે,
કુળવંતાની નાર, નીચને પુરૂશ પ્રમાણે;
જરવંતાની જુવંતી, વાણોતર સાથ વલુધે,
નરપતિ કેરી નાર, ગમાર ગોલાસું ગંધે;
શૂરા કેરી જે સુંદરી, કાયરને કાયા દીયે,
સામલ સ્વભાવ શામાતણો, બુદ્ધિ હીણુ તે કયમ બિયે?

# રાજા, બ્રાહ્મણ, સુતાર
## અને
# વાણ્યાના છોકરા.

મન મીલે તો કીજીએ મેલા,
ચીત મેલે તો હો રહીએ ચેલા;
દાસ કબીરા ઇઉં કર કહવે,
સખસે ભલા જો હો એકીલા !

એક રાજાનો કુંવર, બ્રાહ્મણનો છોકરો, સુતારનો છોકરો અને વાણિયાનો છોકરો, એ ચારને ઘણીજ મૈત્રી[1] બંધાઈ હતી. તેઓ પરસપર એક બીજા ઉપર ઘણો ભાવ રાખતા હતા ને તેથીજ તેઓની મીત્રતા ટકી હતી. તેઓ ચારે શરખા મીજાજના તથા સરખી વયના હતા. તેઓનો મીજાજ મળતો આવવાથી તેઓની પ્રીતીમાં દીનપર દીન વધારો થતો જતો હતો.

રાજાના કુંવરને નદી કીનારે જઇ, ત્યાં પાણી ભરવા આવનાર સ્ત્રીઓના તીર મારી બેડાં કાણાં કરવાની ટેવ પડી હતી. ભોગજોગે એક દીવસ એવું બન્યું, કે તેજ ગામના વજીરની યુવાન[2] કુંવરી સોળે શૃંગાર સજી બની ઠણીને રૂમઝુમ રૂમઝુમ કરતી શોખની મારી

---

૧ મૈત્રી=દોસ્તી. ૨ યુવાન=જુવાન.

પોતાની કેટલીક સાહેલીઓ[૧] સંગે નદીએ પાણી ભરવા આવી. ત્યાં રાય કુંવરે બીજી સ્ત્રીઓની માફક તેણીના બેડામાં પણ તીર મારયું તેથી બેડું કાણું થયું ને અંદરથી પાણીની ધારા વહેવા લાગી. કુંવરીના સઘળાં ચીર[૨] ભીંજાયાં અને તે આખે અંગે પાણીથી નવાઇ ગઇ. આથી કુંવરી તો કંઈ બોલી નહી, પણ તેની સંગે આવનાર તેની સાહેલીઓએ તેને વકારીને કહયું કે તમે સારાં ઘરનાં સાંખીને જાઓ, ત્યારે પછી અમ સરખાં ગરીબની શી વલે?" કુંવરીએ વચન સાંભળી હાડોહાડ[૩] વ્યાપી[૪] ગઇ. ને પછી ઘેર જઇને ટુટમુટ ખાટલી લેઇને પડી. ભોજન પ્રસંગે વજીરે કુંવરીને બોલાવી; ત્યારે કુંવરી તો ખાટલીમાં ટુટમુટ થઇને પડેલી. વજીરે તેણીને પુછ્યું કે "બેટા!! તને શું થયું છે જે થયું હોય તે કહે." કુંવરીએ કહયું, કે "પીતાજી! મને થયું તો કઇ નથી, પણ આજ હું નદીયે મારી સાહેલીઓ સંગે શોખની મારી પાણી ગઇ હતી, ત્યાં આપણા રાજાના કુંવરે આવી મારી લાજ લીધી માટે હવે આપણે આ ગામમા રહયાનો ઘાટ[૫] નથી." વજીરે જવાબ આપીઓ, કે "બેટા ઠીક છે પ્રથમ હુ રાજા પાસે ફરીયાદ કરવા જઉ છુ. પછીથી આપણે ઉચાળો[૬] ભરીશું."

વજીર દરબારમા ગયો ને ત્યાં જઇને બોલ્યો, કે "ફરીયાદ! ફરીયાદ!" રાજાએ એ બોલ સાંભળી પુછ્યું કે શું છે? ત્યારે વજીરે કહયું, કે હવે અમારા જેવાને તમારા ગામમા રહયાનો ઘાટ નથી માટે અમે તમારો દેશ છોડી જઇએ છીએ. રાજાએ, કહયું કે એટલુ બધું શુ છે? વજીરે જવાબ આપીઓ કે હવે નકી રાજા અમારા જેવાને તમારા ગામમાં રેવાનો ઘાટ નથી. રાજાએ પુછ્યું કે કહો તો ખરા—છે શું? વજીરે કહયું, કે તમારો કુંવર નદી ઉપર જઈ,

---

૧ સાહલી=સહીયતી. ૨ ચીર=લુગડાં. ૩ હાડોહાડ=હાડે હાડે. ૪ વ્યાપી=ચીડ લાગી ૫ ઘાટ=માફક આવતું ૬ ઉચાળો=ખાલી કરવું

લોકોની વહુ બેટીઓની લાજ લે, તે અમારાથી ખમાય નહી, માટે અમે તો હવે જઈશું. રાજાએ પછી વજીરને ધીરજ આપી કહયું, કે તમે કંઇ ફીકર કરશો નહી. હું એને યોગ્ય શિક્ષા કરીશ. તમારે ગામ છોડવું નહીં. પછી હુકમ કરયો, કે કોઇ હાજર! તો કે એક કરતાં હજાર. જાઓ જઇને કુંવરને કહો, કે રાજાજીએ આજથી તમને દેશવટો દીધો છે, માટે તમારે અમારા રાજ્યની હદમાં રહેવું નહી, અને રેહેશો તો મોતની શીક્ષાને પાત્ર થશો.

રાયકુંવર આ ખબર સાંભલી, વસ્ત્ર વસ્ત્રાદિ અને ઢાલ, તલવાર તથા પોતાના હથીયારો સજી, પોતાના મીત્રોની મુલાકાતને અર્થે નીકલ્યો. પ્રથમ પોતે સુતારના છોકરા પાસે ગયો, ત્યારે તે પોતાના મીત્રને આવતો જોઇને સામો આવ્યો, ને પુછ્યું કે કેમ ભાઈ કંઇ આમ આવ્યા?" કુંવરે કહયું કે પીતાજીએ દેશવટો દીધો છે, માટે હું તુને છેલી વારનો મલવા આવ્યો છું. સુતારના છોકરાએ કહયું, કે "ભાઈ! તુ જાય ને હું અંહી સુખેથી રહું કેમ! રહુ ત્યારે તો થઇજ રહયું તો! ને મારી મીત્રતામાં પણ ધુલ પડી. માટે રે મીત્ર! હું તો તારી સાથેજ આવવાનો." પછી તેઓ બંને મલીને વાણ્યાને ત્યાં ગયા. વાણીયે પુછ્યું કે કેમ ભાઈ? આજ કંઇ આપણી પાશ પગલાં કર્યાં છે?" કુંવરે ઉત્તર આપ્યો કે "બાપે મને દેશવટો દીધો છે, ને તેથી હું જાઉં છું, માટે હું તને મલવા આવ્યો છું." વાણ્યાએ કહ્યું, કે "તું જા, ને હું રહું, ત્યારે હું મીત્ર શા કામનો? માટે હું પણ સાથે આવવાનોજ." કુંવરે કહયું, કે વારૂ ભાઇ! તું પણ ચાલ. પછી તે ત્રણે મલીને બ્રાહ્મણને ઘેર ચાલ્યા, બ્રાહ્મણ તે વેલા સંધ્યા પુજામાં બેઠેલો હતો, પણ મીત્રને દેખીને ત્યાંથી ઉઠી સામો આવ્યો. પછી કુંવરે પોતાની સઘલી વીતક વાત બ્રાહ્મણને કહી, ને કહયું કે ભાઇ હવે સલામ છે. બ્રાહ્મણે જવાબ વાલયો, કે વાટ! વાટ! તમે ત્રણે જાઓ ને હું રહું, એ મારો ઘાટ કે? ને મીત્ર વીના રહયું કેમ જાય?" કુંવરે કહયું, કે "ત્યારે ભાઈ તું પણ ચાલ."

પછી ત્યાંથી ચારે મીત્રો મલીને ચાલ્યા. ગામને પાદર આવી, ગામને છેલી વારની સલામ કરી, ત્યાંથી ચારે મીત્રો ચાલી નીકલ્યા. આગલ ચાલતાં ચાલતાં થોડે દુર ગયા, એટલે રાય કુંવર બોલી ઉઠયો કે, "વારૂ ભાઇ ! આપણે ચારે જઇએ છીએ તો ખરા, પણ આપનામાના દરેકની પાસે શો શો હુનર છે કે પડતી વેળાએ એક બીજાને અરસપરસ કામમાં આવ્યે." એમ વીચારી કુંવરે વાણ્યાના છોકરાને પુછ્યું, "બોલ ભાઈ! તારી પાસે શો હોનર છે?" વાણ્યાએ કહયું કે "હું લાંબી નજરનો ને, ઊંડી બુધીવાળો છું. પછી સુતારના છોકરાને પુછ્યું, ત્યારે તેણે કહયું કે "ભાઈ હું પવન ઘોડો બનાવી. તેને આકાશ માર્ગે ઉરાડી જાણુ છું." બ્રાહ્મણના છોકરાને પુછ્યું ત્યારે તેણે કહયું કે "હું સજીવણ વીદ્યા[1] જાણું છું, તે એવી તો કે કોઇ પણ પ્રાણીનો કોઈ અંગ ભાગ મારા હાથમાં આવે, તો તેને હું જીવતું કરૂ છું." કુંવરે કહ્યું ઠીક ને ચાલવા માંડ્યું કે ત્રણે મલી પુછ્યું કે "ભાઇ અમે તો સરવે જણાએ પોતાનો હુંનર જણાવ્યે પણ તમે શું જાણો છો તે કહોને?" કુંવરે કહયું, કે "હું ધનુર વીદ્યા[2] જાણું છું તેથી કોઈ દુશમન પાછળ પડું, તો તેનો જીવ લીધા વિના તેની કેડ મુંકું નહી."

એમ વાતો કરતાં કરતાં ચારે જણ ચાલ્યા જાએ છે, એટલામાં રાય-કુંવરની નજરે એક હાડકું પડયું, તે દેખી કુંવરના મનમાં વિચાર ઉત્પન થયો, કે આ હાડકું તો છે, લાવને બ્રાહ્મણની પરિક્ષા કરી જોઉં! પછી તે હાડકું રાય-કુંવરે લેઇને બ્રાહમણને કહયું, કે "ભાઇ! લે આ તારા કહેવા પ્રમાણે એંધાણ મળી, તેને હવે તું સજીવણ કર." તે સાંભળી બ્રાહ્મણે કહયું, "કે ભાઇ! એ હાડકું કોણ જાણે કોનુંએ હશે. વખતપર કોઇ શિકારી જનાવરનું હોય, તો પછી આપણને હાની પહોંચે, માટે અણ વિચારયું કામ કરવામાં કંઇ

1 સજીવણ વીદ્યા=જીવતું કરવાની. ૨ ધનુરવિદ્યા=તીરકામઠાંની વીદ્યા

માલ નથી." હવે કુંવરને શક ઉપજ્યો, કે તેને હઠ લીધી. કહેવત છે કે "બાળ હઠ, સ્ત્રી હઠ, યોગી હઠ, ને રાજ હઠ." તેમ આ પણ રાજ હઠજ હતી. તેથી બ્રાહ્મણનું કંઇ વલ્યું નહિ. ને અંતે રાજાના કહેવા પ્રમાણે તે હાડકાંને સજીવણ કરવાને માટે પાણી મંત્રીને, તેની એક અંજલી[1] ભરી તે હાડકાંને છાંટી કે એક મોટો વિકાલ વાઘ ખાઉ! ખાઉ! પોકારતો ને ગર્જના કરતો, આળસ મરડીને ઉભો થયો. ને પેલા છોકરાઓના સામી તળપો મારવા લાગ્યો, તે જોઇ રાય-કુંવર તેની પુંઠે પડયો.

વાઘ આગળ ને કુંવર પાછળ, એ પ્રમાણે દોડતા દોડતા એક મોટા જંગલને વિશે તેઓ બંને પહોંચ્યા. વાઘ તે મોટા અરણ્યની[2] આડી અવડી ગુફાઓમાં ભરાઈ ગયો ને કુંવર તો ભુલો પડયો.

પછી કુંવર હીંમત રાખીને ત્યાંથી આગળ ચાલ્યો. જેમ જેમ આગળ જતો ગયો, તેમ તેમ વધારે મોટું જંગલ આવતું ગયું. ચારે પાસ વાઘ-વરૂ ચીસ પાડી રહયા છે, રાફડાઓમાં[3] સાપ ફુંફાડા મારી રહયા છે, શીઆળવાં, વાઘ વરૂના ભયથી આમ તેમ નાસતાં જણાય છે, બીજાં જનાવરો પણ ચીસો પાડી રહયાં છે. આસપાસ પહાડ પર્વત દેખાય છે, ઝાડી પણ ઘણીજ આવી રહી છે, તેવા અરણ્યને વિશે તે કુંવર જઇ ચઢયો. એ ચાર દિવસ તે અરણ્યમાં અથડયો, પણ એકે ગામનો પત્તો લાગ્યો નહી. પાસે કંઈ હતું નહિ, તેથી ભુખ્યો ને તરસો તે અરણ્યને વિષે અથડયા કીધો. ચોથે દિવસે થાકીને, તથા ભુખ તરસ વેઠીને બિચારાની દેહ તો અડધી થઇ જવા આવી છે, તેવામાં ઇશ્વરેચ્છાથી તેની નજરે વેગલે ઝાડીમાંથી કેટલાંએક છાપરાંનો દેખાવ માલમ પડયો. છાપરાં જોઇને તે અત્યંત ખુશી થીયો, કે હે રામ! આજ ચાર દિવસ સુધી ભુખ્યો ને તરસે અથડીયો ત્યારે આંજ એક ગામનો પત્તો લાગ્યો. પછી ચાલતાં

૧ અંજલી=ખોબો, ટીપું. ૨ અરણ્ય=જંગલ. ૩ રાફડા=દર.

ચાલતાં પોતે છેક તે ગામને પાદર આવી પહોચ્યો પણ તેની નજરે કોઇ પ્રાણી પડયું નહિ. છેવટ તે ગામમાં ગયો, સુંદર સુંદર હવેલીઓ, ભાત ભાતના રંગથી રંગેલી, કે જેની અંદર કાચ ઢાળી[1] દિધેલા છે, તે જોતો જોતો ચાલ્યો જાય છે, પણ કોઈ ઠેકાણે કોઈ પણ માણસની વસ્તી દિઠામાં આવતી નથી.

કુંવરે વિચાર કીધો, કે આવું શુંદર નગર બાંધેલું છે, પણ તેની અંદર કંઇ મુદલ વસતી દીસતી નથી, તેનું કારણ શું હશે? પછી પોતે એમને એમ વિચાર કરતો કરતો ચાલ્યો જાય છે, એટલામાં તેણે એક સુંદર બાંધણીથી બાંધેલું તળાવ દીઠું. તળાવની આસપાસ સુંદર ઝાડી આવી રહેલી હતી, ઝાડીમાં પક્ષીઓ મધુર સ્વરથી ગાયન કરી રહયા હતાં; તે જોઈ કુંવરનું મન તે તરફ લલચાયું. તેને તળાવની આસપાસની ઝાડી જોઇ તેથી અંદર ફરવાનું મન થયું. ફરતાં ફરતાં એક વૃક્ષની નિચે કોઇ સુંદર અને વિશાળ તખ્ત તેના જોવામાં આવ્યું. હીરા માણેકથી જડિત, અને ઘણુંજ કિંમતી તખ્ત જોઈ તેને વિચાર ઉત્પન થયો, કે આ તખત કોનું હશે? પછી પોતાને તે પર બેસવાની ઇચ્છા થઈ. પગ મુકીને ચઢવા જાય છે તેટલામાં "સંભાલ! સંભાલ!" એવા શબ્દ ત્રણ વખત તેને કાને પડયા. તેથી તે લગાર ડરયો તો ખરો, પણ પછીથી હીંમત રાખી, કે હું ક્ષત્રી બચ્ચો છું, ને શું પાછો હઠું? એમ કહી પોતે ચોથી વખત તેના ઉપર પગ મુકવાનો વિચાર કરયો. એટલામાં તો તે તખ્તને વાચા થઈ બોલ્યું કે હું કુધિયા રાક્ષસનું તખત છું, તેથી તે આવશે, તો તારાં સોએ વરસ પુરાં કરશે, માટે તું તારો રસ્તો પકડ. પણ કુંવર તે કશાથી નહી ડરીને તખત ઉપર ચઢી બેઠો, કે પણે જ્યાં વનમાં પેલો રાક્ષસ પોતાનો ભક્ષ[2] શોધતો હતો, ત્યાં તેને લાગ્યું કે મારા તખત ઉપર કોઇનો સ્પર્શ[3] થયો ખરો. તેમ જાણી "ખાઉ!

---

૧ ઢાળી=જડેલી. ૨ ભક્ષ=ખોરાક ૩ સ્પર્શ=અડકવું.

ખાઉં !" કરતો, મોટું વિક્રાલ સ્વરૂપ ધારણ કરી, મોટી મોટી ફલંગો મારતો પોતાના તખત ભણી ચાલ્યો.

પોતાના તખતની નજદિક આવ્યો, કે તેણે પોતાના તખત ઉપર કોઈ પુરૂષને બેઠેલો દિઠો, તેથી તે તેની સામે ઘુરકીયા કરી, મોટી ગર્જના કરતો આવી ઉભો રહયો, ને બોલ્યો કે "અલ્યા તું કોણ છુ ! અત્યારે તારૂં મોત ભમ્યું છે." આવા બિહામણા રાક્ષસનું વિક્રાલ સ્વરૂપ જોઈ કુંવર પ્રથમ તો ભયભીત[1] થયો, પણ પછીથી હિમત રાખીને બોલ્યો, "કે અલ્યા તું કોણ છુ ? મારૂં તો મોત કંઈ ભમ્યું નથી, પણ તારૂ ભમ્યુ છે."

રાક્ષસ ખાઉં ! ખાઉં ! કરતો છેક તેની નજદીક આવ્યો. તે કુંવરને પકડવાને જેવી તલપ મારવા જાય છે કે કુંવરે પોતાનું કામઠું ચઢાવી તીર મારયું તે રાક્ષસના કપાલમાં વાગ્યું, તેથી રાક્ષસ લગાર નરમ પડયો, પણ તેણે ફરી એક છલંગ મારી કુંવરને પકડી લીધો. બંને વચે અંગ બળનુ યુધ થયું તેમાં કુંવરને હેઠે નાખી રાક્ષસ તે ઉપર ચઢી બેસવા જાય છે, એટલામાં તો કુંવર તળેથી સરકી જઇ ઊભો થઈ ગયો. ને પછવાડેથી રાક્ષસ ઉપર એક કટારનો ઘા કરયો, કે જે તેના ગળામાંજ વાગવાથી તેનું ધડ ને માથું એ બે જુદાં પડયાં. રાક્ષસ પડયો કે પછી તેનામાંથી હોશ કોશ ઉડી ગયાં. તેને કશી વાતનું ભાન રહ્યું નહી ને એક ટસે ને એક ટસે[2] પેલા કુંવરના સામુ ઊંચુ મોહ કરી જોઇ રહયો. કુંવરે જાણ્યુ, કે રાક્ષસનો હજી જીવ જતો નથી ને તે કંઈ વાતમાં ભરાઇ રહો છે તેથી લાવ પુછું. એમ વીચારી કુંવરે રાક્ષસને પુછ્યું કે "અલ્યા ! તારો જીવ શામાં ભરાઇ રહયો છો ? રાક્ષસે કહયું, કે મેં આટલા આટલા ગામ ઊજડ કરયાં પણ આજ દિન સુધીમાં મારા માથાનું કોઇ મલ્યું ન્હોતું. ફક્ત આજ તું મને મળયો, માટે કહુ છુ કે મારા

---

૧ ભયભીત=બીધેલો. ૨ ટસે ટસે જોવું=ટગ ટગીને જોવું.

તખતથી સિધા ગામમાં જતાં આગળ ગામના મધ્ય ભાગમાં એક મોટો સાત માળનો મહેલ છે. ગામમાં તેવો બીજો કોઇ મહેલ નથી. તેની અંદર મારી એક સોળ વર્ષની પુત્રી રહે છે, તે હજી બાળ–કુમારી છે, માટે તેને તમે પરણજો." એમ કહીને પોતાના જમણા હાથની હથેલી ઉંચી કરી કુંવર પણ પોતાના જમણા હાથે તેને વચન આપી બોલ્યો, કે "કંઈ ફીકર કર નહી, મારૂં વચન છે કે હું તારી પુત્રી જરૂર વરીશ[1] ને તેને જીવતાં સુધી પાલીશ" એટલુ સાંભલતાંમાં તો રાક્ષસનો જીવ ગયો.

કુંવર ત્યાંથી રાક્ષસે બતાવેલી નિશાની પ્રમાણે તખત પાસે થઇને સિધોને સિધો ગામમાં ગયો.–આગલ જતાં તેને રાક્ષસે કહ્યો હતો, તે મહેલ પણ જડયો. મહેલ પાસે જઇને જુએ છે તો પેલી કુંવરી હિંદોલા ખાટ ઉપર બેઠી બેઠી હિંચકા ખાતી હતી. કુંવરીએ પેલાને આવતાં જોયો તેથી તે બોલી, કે "અલ્યા ! કોણ છું ? અહી કયાંથી આવયો છું ? હમણાં મારો પિતા આવશે, તો તારા આ કોમલ અંગને ચુંથી નાખશે, ને તારાં સોએ વર્ષ[2] પુરાં કરશે." તે સાંભળી કુંવર બોલ્યો, કે "કહેતાં તો જીભ નથી ઉપડતી, પણ કહેવું પડે છે, કે તેનો ઘાટ ઘડીનેજ હું અહીં આવ્યો છું, ને તેણે મને કહ્યું છે, કે ગામમાં મારી સોળ વર્ષની પુત્રી છે, તેને તું વરજે. પછી કુંવરીએ ઘણી ખુશીથી તેની સાથે લગન કર્યું. પછી તે સ્ત્રી પુરૂષ મળી બંને તે જ મહેલમાં રહી, ખાઇ પીને મોજશોખ મારે છે, તેઓને કશી વાતની ન્યુનતા[3] નથી.

એક દિવસ એવો બનાવ બન્યો, કે કુંવર મૃગયા[4] રમવા ગયો, ને કુંવરી તેની વાંસે નદીએ વસ્ત્ર ધોવા ગઇ. ત્યાં તેની એક સુંદર કાંચળી પુરમાં તણાઇ ગઇ ને તે તેમાંની એક માછલીના ગલવામાં

૧ વરીશ=પરણવું. ૨ સોએ વર્ષ=જીંદગી. ૩ ન્યુનતા=ઓછું. ૪ મૃગયા=શીકાર.

આવી. દૈવેચ્છાથી[1] તે જ માછલી માછીની જાળમાં આવી. માછીએ ઘરે જઇ જોયું, તો માછલી ભારે માલમ પડી, તેથી વિચાર કીધો, કે આ તો આપણા રાજાને યોગ્ય છે. એમ ધારી પોતે તે માછલી રાજાને ભેટ મોકલી.

રાજાના રસોયાએ તે માછલીનો વધ[2] કીધો, ત્યારે તેમાંથી એક સુંદર અને મનહરણ કાંચળી તેના જોવામાં આવી. પછી તે તે લેઇને રાજા કને ગયો. રાજા તે જોતાં વાતજ અચંબો પામ્યો, અને બોલી ઉઠ્યો, કે "જેની આવી શુંદર કાંચળી છે, ત્યારે તેની પહેરનારી તો કેવી સુંદર હશે?" માટે પ્રતિજ્ઞા લીધી કે "જો તેને વરૂં ત્યારેજ મારૂં જીવતર પ્રમાણ!" તે પછી કાંચળીવાળી સ્ત્રીને પરણવાના વિચારથી, તેણે ગામમાં ઢંઢેરો પીટાવ્યો કે જે કોઇ આ કાંચળી પહેરનાર સ્ત્રીને લાવશે, તેને અર્ધ રાજપાટ આપવામાં આવશે." તે ઉપરથી એક માલણે આવી અર્જ ગુજારી, કે સાહેબ! હૂં તેને લાવી આપું, પણ છ માશ સુધી ધિરજ ખમવી પડશે. રાજાએ કહ્યું, કે "વારૂં, છ માસ તો છ માસ પણ જાઓ જોઇએ કાંઈ કરતાંએ તે સ્ત્રી મલે છે?" રાજા તો આજથી તે સ્ત્રીના નામનીજ માળા[3] લેઇ બેઠો.

પેલી માલણે નદી ઉપર આવી તપાસ કર્યો, કે પાણીનું વહેણ[4] કેઈ પાસ છે. જેણી પાસ પાણી વહેતું હતું, તેણી પાસ નદી કીનારે તે માલણ ચાલી, ચાલતાં ચાલતાં તેણીને પેલી કુંવરીના ગામનો પત્તો લાગ્યો. માલણે ગામની અંદર ભાત ભાતના રંગોથી રંગેલી, કે જેની અંદર કાચ ઢાલી દીધા છે, તેવી હવેલીઓ દીઠી. ઘણુંજ શોભાયમાન શહેર દીઠું, પણ કોઇ માણુસની વસ્તી દીઠી નહી. તે ગામની હવેલીઓ જોતી જોતી ફરતી ફરે છે. બે દીવશ ગામમાંની

૧ દૈવેચ્છા=ખુદાઈ બનાવ. ૨ વધ કરવો=કાપવું. ૩ નામની માળા=જંપના. ૪ વહેણ=વહેવું.

ઘણીખરી હવેલીઓ અથડાયા પછી જોઇ વળી, ત્યારે છેવટે ગામના મધ્ય ભાગમાં એક સર્વોપરી[1] હવેલીના ઝરૂખામાં ઉભી રહી, એક સુંદર અને મનહરણ યુવાનાવસ્થાવાળી[2] સ્ત્રીને દાતણ કરતાં જોઇ માલણે જાણ્યું, કે ઠીક છે. આપણું આથડયુ આજ પ્રમાણ પડયું. પછી માલણે પેલી કુંવરી પાસે જઇને પુછયું, કે "તું કોણ છું ?" કુંવરીએ જવાબ આપ્યો કે "હું દુધિયા રાક્ષસની પુત્રી છું." તે સાંભળી, અચંબો પામી હોય, તેવું ડોલ ઘાલીને માલણ બોલી, કે "તું દુધિયા રાક્ષસની પુત્રી! ત્યારે તો મારી ભત્રીજી જ તો! મને કહે, કે મારો દુધિયો ભાઈ ક્યાં ગયો છે, ને તે કયારે મને મલશે?" તે સાંભલી કુંવરીએ જવાબ આપ્યો, કે તે તો મરી ગયો છે. કુંવરીના એવા વચનો સાંભળી ઢોંગી માલણે "હાય! હાય! મરી ગયો!" કહી ઘણુજ રૂદન અને કલ્પાંત કરવા માંડયું. કુંવરીએ તેને છાની રાખવાને ઘણો પ્રયત્ન કર્યો, પણ સરવ વૃથા ગયો. છેવટ ઘણીક મહેનતે માલણને છાની રાખી અને પોતાના મહેલમાં આવવાને કહ્યું. જેમ જેમ કુંવરી વધતો આગ્રહ કરતી જાય, તેમ તેમ ઢોંગી માલણ વધતો વધતો અશ્રૂપાત[3] કરતી હતી. છેવટે કુંવરીના બેહદ આગ્રહથી માલણ તેણીના મહેલમાં ગઈ, ને પછી તેની ભેગે[4] રહી.

કુંવર હમેશાં શિકાર કરી લાવે છે, ને તેઓ ત્રણે જણ ખાઇ, પીને મજા કરે છે. એક દિવસે પેલો કુંવર શિકાર કરવા ગયો, ત્યારે પેલી માલણે કુંવરીને કપટથી સમજાવીને કહ્યું, કે "તારો ધણી રોજ એકલો જંગલમાં જાય છે, ત્યાં તેને કોઇ મારી નાંખે, તો આપણને શી ખબર પડે ?" કુંવરીએ કહ્યું, કે "મારો ધણી તો અમર છે, તેને દુનીઆમાં કોઇ મારનારજ નથી. જો મરવાનો હોય, તો દુધિઆથીજ મરે." તે સાંભળી માલણે કહ્યું, કે! "કુંવરી!

---

૧ સર્વોપરી=સઉથી સરસ. ૨ યુવનાવસ્થા=જુવાની. ૩ અશ્રૂપાત=રૂદન. ૪ ભેગે=સાથે.

કોઇ અમર રહ્યું નથી, ને કોઇ રહેવાનુંએ નથી. નામ તેનો નાશ છેજ, માટે કોઇ પ્રકારે તેનું મોત હશે ખરૂં. ન માનું[1] તો પુછી જોજે." પછી બીજે દિવશે રાણીએ રાજાને પુછ્યું, કે "હે સ્વામિનાથ! તમારૂં મૃત્યું કિયે પ્રકારે છે"? રાજાએ જવાબ આપ્યો, કે "મારી કોટમાં માદળિયું છે, તેમાં એક ભમરો છે, તે મરે ત્યારેં મારૂં મૃત્યું થાય." પછી રાજા તો શિકાર રમવા ગયો. એટલે પછી માલણ તેને સમજાવવા લાગી, કે તારા સ્વામિનો સઘલો આધાર પોતાની કોટમાંના માદળિયા ઉપર છે, હવે તે હમેશાં જંગલમાં એકલો જાય છે, ત્યાં કંઇ તે ઉપર વાગે, અથવા કંઇ પડે આખડે, તેથી તે માદળિયું ચગડાઇ[2] જાય, તો મરી જાય, ને આપણ જંગળમાં રવડી મરીએ; માટે તે લેઇને તું તારી કોટમાં રાખ્ય, કે સારી પેઠે સચવાય. કુંવરીના ધ્યાનમાં તે વાત ઉતરી. તેથી રાજા આવ્યો, ત્યારે તેણીએ કહ્યું, કે "સ્વામિનાથ! આપનું માદળીઉં મને આપો, કારણ આપ અરણ્યમાં[3] જાવો છો, તેવામાં કંઇ વાગે, કે તમેજ ઘોડેથી પડિ જાઓ ને ચગડાઇ જાય. માટે હું તેને પ્રાણની માફક સાચવીશ. લગાર પણ સુનું નહિ મુકું." પછી રાજાએ તે માદળિયું તેણીને આપ્યું. રાણીએ લેઇ તે પોતાની કોટમાં ઘાલ્યું, ને તેનાં જીવની પેઠે જતન કરવા લાગી.

ઇશ્વરેચ્છાથી એક દીવશ એવો બનાવ બન્યો, કે રાજા પોતે શિકાર કારણે ગયો છે, એટલે માલણે રાણીને કહ્યું કે "કુંવરી! આટલા દહાડાથી હું આવી છું પણ તેં મારી પાસે એકકે દિવશ તેલ ઘલાવ્યું નથી; માટે લાવ આજ તો હું તારે માથે તેલ ઘાલું. પછી માલણ રાણીને માથે તેલ ઘાલવા બેઠી. માલણનો હાથ બહુ નરમ પડતો તેથી રાણીને માથું ઓળાવતાં ઓળાવતાં ઉંઘ આવવા

---

૧ ન માનું=તુ નહી માને તો. ૨ ચગડાઈ=કચડાઇ. ૩ અરણ્ય=જંગલ.

લાગી, ને તેણે પછીથી ત્યાંજ શયન[1] કર્યું. રાણી ઉંઘી ગઈ, એટલે માલણે તેની કોટમાથી માદળિયું કાઢી લીધું-માલણે માદળિયું કાઢયું, એટલે પણે રાજા વનમાં, જ્યાં શિકાર કરતો હતો, તેને ત્યાં ઘરમાં કંઇ કપટ થયું હોય એમ ભાસ્યું. તેથી ઘણી ઝડપથી પોતાનો ઘોડો દોડાવતો દોડાવતો ઘર તરફ વળ્યો. માલણે બાહારથી પેલાને આવતો દિઠો, એટલે માદળિયું છુંદી નાંખ્યું. કે અંદરનો ભમરો મરી ગયો. તુર્તજ બહાર દરવાજા આગળ રાજા ચાલતા ઘોડા ઉપરથી પડી મર્ણ પામ્યો. રાણી ઉંઘમાંથી જાગી ઉઠી, ત્યારે તેણે પોતાના સ્વામિને બહાર દરવાજા આગળ મર્ણ પામેલો દિઠો. પછી પેલી લુચ્ચી માલણે કહ્યું, કે હું તારી ફૂઇ બઇ નથી. હું તો તને લેઈ જવા સારૂં આવી છુ. માટે હવે ચાલ મારી સાથે. રાણીએ કહ્યું, કે આપણે આને અગ્નિ સંસ્કાર[2] કરીને જઈએ. એટલામાં તો રાણીને સાંભરી આવ્યું, કે મારા ભર્થારે કહ્યું હતું કે મારા ત્રણ વિખુટા[3] પડેલા મિત્રોમાંથી એક બ્રાહ્મણને કંઈ પણ નિશાની હોય, તો સજીવન કરતાં આવડે છે તેથી તેણે તેને અગ્નિ સંસ્કાર કરી, તેની રાખોડી ઘડામાં ડાટીને નદીમાં નાંખી દીધી, તથા તેનાં હાડકાં એક પેટીમાં ઘાલીને, તે પેટીને ભોંયમાં દાટી.

પછી માલણ તથા રાણી ત્યાંથી ચાલી નિકળ્યાં. માલણ રાણીને પોતાના રાજા પાસે લેઈ ગઈ. રાજા તેને જોઇને દંગ થઇ ગયો. રાણીએ વિચાર કીધો, કે "હું તો હવે સપડાઇ ગઈ. હવે મારો શો ઉપાય? અરે રામ મને ક્યાં અહીં સપડાવી? કાંઇ કરતાં જો મારા સ્વામિના વિખુટા પડેલા મિત્રોનો પત્તો લાગે, તો તો કંઇક ઠીક થાય, પણ હવે તે શી રિતે લાગે?" પછી રાણીએ રાજાને કહ્યું કે "હે રાજા મારે બાર માશનું વૃત છે, તેથી હું બાર માશ સુધી તારી સંગે રહેવાની નહિ. પછી હું ખુશીથી તારી સાથે લગ્ન કરીશ.

---

૧ શયન=ઊંઘી ગઇ. ૨ અગ્ની સંસ્કાર=બાળવું. ૩ વિખુટા=વીખરાએલા.

હાલ તો મને એક અલાયદો મેહેલ કરી આપ. ને તેની અંદર મારા હાથ નીચે સદાવ્રત ચાલતું કરયા પછી રાજાએ તેનો પ્રપંચ[1] નહિ જાણી તેની વાત ખરી માની, તેના કહેવા પ્રમાણે રાણીને અલાયદો મેહેલ રહેવાને આપ્યો, તથા તેની અંદર બાર માશ સુધી સદાવ્રત અપાય એટલો દાણોદુણી ભરી મેલ્યો. રાણીએ તે મહેલમાં રહી સદાવ્રત ચાલતું કરાવ્યું, તે એવા વિચારથી કે વખત પર પેલા ત્રણ જોગી બોગી થયાં હોય ને ગામમાં આવે, તો અત્રે સદાવ્રત લેવા આવે તેથી કંઇક પત્તો લાગે.

હવે રાજા વાઘની પછવાડે પડયો, તે જોઇ, તેના ત્રણે મિત્રો ત્યાંને ત્યાં ઉભા રહ્યા. તેઓએ ઘણી વાર સુધી કુંવરની વાટ જોઈ પણ કોઇ આવ્યુ નહિ. છેવટે તેઓ ત્રણે મળી તેની શોધને અર્થે નિકલ્યા. ચાલતાં ચાલતાં તેઓ પણ એક મોટા જંગલને વિશે જઇ ચઢીયા. તે જંગલની અંદર તેમણે દશ વિસ ઝુંપડાં દીઠાં, પછી તો ગામ જાણી ત્યાં ગયા. તે ગામનું નામ ઠગપુર હતું, તથા તેમાં તમામ ઠગ લોકો રહેલા હતા. તેઓને આવતા જોઇને સામે એક ઠગ આવ્યો, અને બોલ્યો, "ઓહો ! તમે અહીં કયાથી! લ્યો ઠીક થયું તે આવ્યા. ચાલો આપણે ત્યાં." પેલાં તો આના આવા વચનો સાંભળી અચંબો પામ્યા, પણ પેલાના આગ્રહથી તેઓને પેલા ઠગને ઘેર જવું પડયું. ઠગે ઘેર લઇ જઇને તેઓની સારી બરદાસ્ત કરી, તથા કંસારના ભોજન કરીને ખવરાવ્યાં. પછી રાત્રીનો સમય થયો, જયારે ઠગે કહ્યું, કે "તમારા પિતા તમારૂં ત્રણેનું વેહેવિશાળ[2] કરીને ગયા તે ગયાજ. ફરીને છોડીને તેડવા કે કરવા કોઇ જણાયુજ નહિ ને ! આજ તમે આવ્યા તે ઠીક થયું, છોડી તે કેટલા દિવશ પીયરમાં સચવાય ? ઘોડું ઘોડાસરમાંજ[3] શોભે. પછી પેલા ત્રણને તો આ વાત ઘણીજ નવાઇ જેવી લાગી. વિચારવા લાગ્યા, કે આપણે તો

૧ પ્રપંચ=તરકટ. ૨ વહેવિશાળ=અદરાવવું, દીવો. ૩ ઘોડાસરમાં=ઘોડાસરખા.

તે વાતમાં નવ લેશએ[1] જાણુતા નથી. હશે, પણ કોઈ હાથે કરીને પોતાની છોડીનો વર કરે ? માટે તે કહે છે તે ખરૂંજ હશે. એમ વિચાર કરતા બેઠા છે, તેવામાં ઠગે આવીને કહયું, કે થાકયા પાકયા આવ્યા છો; જાઓ વેળા છતાં જઇને સુઇ જાઓ. આ ત્રણ ખંડ છે, તેમાં દરેકમા અકેક જણ સુઇ જાઓ. પછી પેલા તો ત્રણે જુદા જુદા ખંડમાં ગયા. અંદર ગયા એટલે એક એક સુંદર યુવનાવસ્થા વાળી સ્ત્રી સોળે સણગાર સજી બણી ઠણી બેઠેલી હતી. પેલાઓને આવતા જોઇને તેઓ સામે આવી, ને કાંડુ ઝાળી અંદર લેઇ જઈ છત્ર પલંગ પર બેસાડયા. પછી કમાડ બમાડ સૌ બંધ કરી દિધું. બુદ્ધીવાણ વાણીયાએ આ સર્વ ડોળ જોઇ વિચાર કિધો, કે આમાં કંઇ પ્રપંચ છે. પછી પોતે પારખું[2] લેવાને પોતાના ખંડમાંની રાંડને કહ્યું, કે આવ આપણે શયન કરીએ. ત્યારે તેણીએ કહ્યું, હે સ્વામીનાથ ! આપ કરો. આપ ઠાકયા આવીયા છો તેથી હું આપના પગ ચાપુ છું. એમ કહી તેના પગ ચાપવા મંડી ગઇ. વાણ્યો તો ચેતીજ ગયો, કે નક્કી આમાં કંઇ પ્રપંચ છે ખરો. પછી પોતે મનની ખાત્રી કરવાના હેતુથી અમથી અમથી આંખો મીંચી જોરથી નાશકો ચલાવા લાગ્યો. તે નાશકોમાં બોલાવવા લાગ્યો તેથી પેલી લુચ્ચી રાંડે જાણ્યું કે ઉંઘ્યો ખરો. તેને ઉંઘ્યો જાણી તે ત્યાંથી ઊઠીને જોડે ખંડમાં કે જેમાં સુતાર સુતો હતો તેમાં ગઇ. વાણિયો આ બધું પડયો પડયો જોયા કરે છે.

પણે સુતારના ખંડમાં તો સ્ત્રીએ હાવભાવ[3] ન કર્યા, પગ ચાંપવા માંડયા એટલે સુતાર તો ઊંઘી ગયો છે. ને બ્રાહ્મણ પણ તે જ કારણથી ઊંઘી ગયો. તેથી ત્રણે સ્ત્રીઓ સુતારવાલા ખંડમાં એકઠી થઈ વિચાર કરવા લાગી કે હવે આપણે પ્રથમ કોને મારવો ? પછી વિચાર કરીને તેઓએ પ્રથમ સુતારનું કાટલું[4] કર્યું, ને તેને ઊચકીને પછવાડેના

---

૧ લેશ=જરાપણ. ૨ પારખુ=તપાશ. ૩ હાવભાવ=નખરાં.
૪ કાટલું કરવું=મારી નાખ્યો.

કમાડે થઇ બહાર ફેંકી દીધો—વાણિયો જોડેના ખંડમાં ગરબરાટ થતો જાણી, જાણ્યું કે નક્કી અહીં કંઈ કપટ છે ખરૂ. પછી પોતે ઉઠયો, ને ઊઠીને પોતાના ખંડમાંના પાછલે બારણે થઇ ઘરમાંથી સટકી ગયો. બહાર જઇને જુએ છે, તો તેણે પોતાના મિત્ર સુતારની લાસ જોઈ. ઘણુંજ રૂદન અને કલ્પાંત કર્યું, પણ શો ઇલાજ? વિચાર કિધો, કે આપણા મિત્ર બ્રાહ્મણને સજીવન વિદ્યા આવડે છે, તેથી તેનો કોઇ પણ અંગ—ભાગ રાખી બાકીનાને અગ્નિ સંસ્કાર કરૂં. તે લાસને અગાડી લેઇ જઇને, કષ્ટ વિણી,[1] તેને અગ્નિ સંસ્કાર કરયો, તેનું એક હાડકું પોતાની પાસે રાખ્યું, તથા પછી પોતાના બ્રાહ્મણ મિત્રની વાટ જોતો જોતો બેઠો. હવે પેલી સ્ત્રીઓ સુતારનું મડદું ફેંકી દિધા પછી વાણિયાના ખંડમાં ગઈ, ત્યારે ત્યાં કોઈ મલે નહિ. પછી ત્યાંથી બ્રાહ્મણના ખંડમાં ગઈ હતી.

હવે બ્રાહ્મણ પોતાની સ્ત્રીના ગયા કેડે થોડી વારે જાગી ઉઠયો હતો. તેણે પોતાની સ્ત્રીને એક બે વાર બોલાવી જોઈ, પણ કોણ હોય કે બોલે? એટલામાં તો થોડી વારમાં પેલી ત્રણે સ્ત્રીઓ કાલું કર્મ[2] કરવાને આવીઓ. બ્રાહ્મણે અંધારૂં હતું, પણ સ્ત્રીનો પગ પડતો સાંભળી કહ્યું, કે રાંડ તે વખતની કયાં ગઈ હતી? કે વખતનો ઘાંટા[3] કાઢું છું ને બોલતી નથી?" સ્ત્રીઓએ પેલાં વચન સાંભળી વિચાર કિધો, કે આ તો જાગે છે, માટે બધાનો અહીં ગયાનો ઘાટ નહિ. પછી તેમાંની એકને મોકલી. પછી બ્રાહ્મણે તેણીને કહયું કે "આવ શયન કરિયે." છેવટ તેને તે પણ કરવું પડયું. રાત્રી વીતી ગઇ ને પોહર ફાટયો; પણ બ્રાહ્મણ પ્રત્યે[4] તેઓનો કંઇ ઉપાય ચાલ્યો નહિ. બીજે દિવસે બ્રાહ્મણ ઉઠયો, પણ તેણે પોતાના સુતાર કે વાણિયો એ બે મિત્રમાંથી એકેને દિઠા નહિ. પછી ઠગે કહયું કે

---

૧ કાષ્ટ વીણવા=લાકડાં એકઠાં કરવા. ૨ કાલુ કર્મ=તરકટ. ૩ ઘાંટા=કલ્હા. ૪ પ્રત્યે=સામણે.

મારી છોડીઓ કહે છે, કે "તે તો નાશી ગયા, કારણ કે અમને તેડી જવી પડે!" બ્રાહ્મણ પછી તુરતજ ચેતી ગયો. અને કહયું કે મારે તો હવે મારે દેશ જવું છે. તમારી છોડીને મોકલ્યો. ઠગે તેને રહેવાને ઘણું ઘણું સમજાવ્યો, પણ તે સરવ વૃથા. પછી નહિ ચાલતાં પોતાની એક પુત્રીને તેની સાથે વળાવી, ને તેને કહયું કે જો મારી પુત્રી હોઊ તો તું એને મારી નાંખીને એક માસની અંદર પાછી આવજે. છોડી સારૂં કહીને તેની વાંસે ચાલી. આગળ બંને જણ ચાલ્યાં જાય છે, તેવામાં દશેક ચોરનું ટોલું તેઓને મલ્યું. ચોર લોકોએ બ્રાહ્મણનાં સરવ લુગડાં ઉતારી લીધાં પછી સ્ત્રીને આગલ ધરી કે "આને પણ લેઈ જાવ. ચોર સ્ત્રીને લઇ ગયા ને બ્રાહ્મણ એકલો ચાલ્યો. ચાલતાં ચાલતાં વિચાર કરવા લાગ્યો, કે અરે રામ! હું એકલો પડયો. હેં! મારાથી મારા ત્રણે મિત્રો વિખુટા પડયા. એમ વિચારમાં ને વિચારમાં ચાલ્યો જાય છે, તેવામાં તેણે પોતાના મિત્ર વણિકને એટલામાં ફરતો જોયો. પછી બંને મિત્રો ભેગા થયા, ને એક બીજાના વીતકની[1] વાર્તા કરી. પછી બ્રાહ્મણે પાણી મંત્રીને તેની અંજલી ભરી પેલા શુતારના છોકરાને છાંટી કે તે આલસ મરડીને બેઠો થયો. પછી ત્રણે મિત્રોએ મળી ત્યાં વિચાર કીધો, કે હવે આપણે ચોથા મિત્રની ભાળ[2] કાઢવી જોઇએ. પછી વાણીયાને પુછ્યું કે "કેમ ભાઇ? હવે આપણે શો ઉપાય કામે લગાડીશું?" વાણિયાએ કહ્યું, કે "આપણે ત્રણે જોગીનો વેષ લઇએ, કારણ હવે આપણી પાસે કશું રહયું નથી. તેથી ખાધા પીધામાં હરકત ના પડે, તેમ આપણને કોઈ ઠગ કે લુટારા ફસાવે પણ નહી. તે વીચાર સરવને પસંદ પડયો તેથી ત્રણે જોગીનો વેષ ધારણ કરીને ત્યાંથી નીકળ્યા. એમને એમ ચાલતાં ચાલતાં ઘણાંક નગરો જોયાં, પણ પોતાના મિત્રનો કોઇ પણ જગાએથી પત્તો લાગ્યો નહી.

---

[1] વીતક=વીતેલુ. [2] ભાળ=ખબર.

એમને એમ શોધમાં ને શોધમાં ફર્યા કરે છે. કેટલેક દહાડે પેલી રાણી માલણના હાથથી જે ગામમાં ફસાઇ છે, તે જ ગામમાં તેઓ જઇ ચઢયા. ત્યાં એક ધરમશાળામાં પોતે મુકામ કર્યો, તે રાણીના મહેલમાં સદાવ્રત આપતા હતા, ત્યાંથી ત્રણેનું સીધું આણવા લાગ્યા. રાણી પોતાના નોકરો પાસે સીધું અપાવે છે, ને પોતે ઝરૂખામાં બેઠી બેઠી જોયા કરે છે. તો એક બ્રાહ્મણનો છોકરો રોજ ત્રણનુ સીધું લેવા જાએ, ને આપે, ત્યારે લેઇને પાછો વલે છે. બીજા સાધુઓની માફક તેનામાં મસ્તાઈ જોતી નહીં તથા તે હમેશાં શોકાતુર દેખાતો હતો.

એક દીવસ રાણીએ હુકમ કર્યો કે પેલો જોગી એકલો છે, તે હમેશાં તમે તેને ત્રણનું સીધું કેમ આપો છો? ચાકરોએ કહ્યું કે "બાઇ સાહેબ! તે કહે છે, કે અમે ત્રણ છૈયે." રાણીએ કહ્યું કે "તમે તેને કહો, કે તમે એકલા આવશો, તો એકલાનું સિધું મળશે, ને ત્રણ આવશો, તો ત્રણનું મળશે." પછી બ્રાહ્મણ સિધું લેવા આવ્યો, ત્યારે ચાકરોએ તેને તે પ્રમાણે કહ્યું, એટલે બીજે દિવશે ત્રણે જણ આવ્યા. ત્રણેનો ડોળ એકજ જાતનો, અને કોઇ વાખાના મારયા જોગી થયા હોય, એવુ લાગ્યું. વળી પોતાના સ્વામિના જે મિત્રો વિખુટા પડયા હતા, તે પણ ત્રણ હતા. રાણીને તેઓના ઉપર બ્રાન્તિ[1] બેઠી. બીજે દિવસે તેઓ સિધું લેવા આવ્યા, એટલે રાણીએ એક દાસીને હુકમ કર્યો કે તે ત્રણેને ઊપર બોલાવી લાવ્ય. તે ઉપરથી દાસી તેઓને ઉપર લાવી. ઉપર આવ્યા એટલે રાણીએ દાસી પાસે બિછાનું પથરાવી, તે ઉપર તેઓને બેસવાનું કહ્યું. તેઓ બેઠા એટલે રાણીએ પુછ્યું, કે મહારાજો! તમારો કિયો દેશ! ને તમે જોગી કેમ થયા છો? પેલાઓમાંથી એકે કહ્યું કે "અમારો દેશ તો ઘણોજ દુર છે, પણ અમે ચાર મિત્રો પ્રદેશ નિકલ્યા હતા,

---

૧ બ્રાન્તી=શક.

તેમાંથી એક અમારાથી વિખુટો પડી ગયો છે, તેને ખોળવા અમે આ વેષ રાખી નગરે નગર આથડીએ છીએ, પણ હજી સુધી કંઇ પત્તો લાગ્યો નહિ." રાણીએ કહ્યું કે "તમે ચારે મિત્રો ઘેરથી શા કારણે નિકલ્યા હતા?" વાણિયાએ કહ્યું કે અમારામાંનો જે વિખુટો પડયો છે, તે રાજાનો કુંવર હતો, તેનો કંઈ વાંક પડવાથી તેના બાપે તેને દેશવટો દીધો, તેથી અમે ચારે જણ નિકળી પડયા. રાણીએ કહ્યું કે ત્યારે તમે તમારા તે મિત્રથી વિખુટા કેમ પડી ગયા? "વાણિએ કહ્યું, કે "તે બધાનું તમારે શું કામ છે? ખાલી તે સંભારી સંભારી અમારૂં મન દિલગીર શાને કરાવો છો?" રાણીએ કહ્યું, કે મને આપની બિના જાણવાનું મન થયું છે, માટે મેહેરબાનીની રાહે કહો, તો સારૂં. વાણિએ કહ્યું, કે-"અમારા આ ભાઇને (બ્રાહ્મણને બતાવીને) સજીવન વિદ્યા આવડે છે, તેથી એક હાડકું લેઇ કુંવરે સજીવન કરાવ્યું, ત્યારે તો તે વાઘ થયો. પછી અમારા ઉપર તળપો મારવા લાગ્યો, એટલે કુંવર ધનુર્વિદ્યામાં પ્રવિણ હતો તે તેની પછવાડે દોડયો. તે ગયો તે જ ગયો. ફરીને અમે મળ્યા જ નહિ.

રાણી પોતાના સ્વામિની જે બિના જાણતી હતી, તે સાથે આ સરવ બિના મળતી આવી. તેથી તેના મનની ખાત્રી થઇ કે, આ ત્રણ તેનાજ મિત્ર છે. એમ ધારી તેણીએ કહ્યું કે તમારો ચોથો જે મિત્ર રાજાનો કુંવર તેની હું સ્ત્રી છું; તમારા મિત્રને એક રાંડ માલણે મારી નાખ્યો, ને મને અહીં લાવી. હવે જો આપણે અહીંથી કોઇ પણ પ્રકારે જઇએ તો સારૂં. કારણ કે તમારી બિના હું જાણતી હતી, તેથી તેનાં હાડકાં મેં પેટીમાં ઘાલી મુકયાં છે, ને હું આ સદાવ્રતનો ઢોંગ પણ તમારા મેળાપ માટેજ લેઈ બેઠી હતી.

પછી બ્રાહ્મણ બોલ્યો કે ભાઈ વાણિયા! હવે આ વખતે તારી બુદ્ધિ કામે લગાડ. અહીંથી શી યુક્તિએ આપણે જવું. વાણિએ એક પ્રહર[1] સુધી વીચાર કરી, જવાબ આપ્યો કે "રાણી, અહીંના

---

૧ પ્રહર=પોહોર.

રાજાને કેહેવડાવ કે મારે બાર માસ થઇ રહેવા આવીયા છે, તેથી બેસીને ફરવા માટે એક ગાડી જોઇશે, તે આ સુતાર સારી ઘડી જાણે છે, માટે લાકડાં મોકલી દેજે. પછી તે લાકડાં આવે તેનો પવન ઘોડો ભાઈ સુતાર! તારે બનાવવો, ને તેમાં આપણ ત્રણ, રાણી અને પેલી રાંડ ચંડાલ માલણે, એટલાંએ બેસવું અને પછી તેને ઉડાવીશું. ખુબ ઉંચો ચઢશે, એટલે ચંડાલ માલણને ફેંકી દેઇશું એટલે એનું પણ કાટલું[1] થઇ જશે." બ્રાહ્મણ, સુતારે અને રાણીએ કહ્યું કે "વાહ! વાહ! ભાઇ સારી અકલ દોડાવી છે!" બીજે દિવસે રાણીએ દરબારને કહાવીયું, કે હવે મારે બાર માસ થઇ રહેવા આવીયા છે, તેથી મારે બેસીને ફરવાને એક ગાડી જોઇશે, માટે સુખડનાં લાકડાં મોકલી દેજો, કારણ કે અહીં એક સુતાર આવીયો છે, તે ઘણોજ કસબી છે, તથા તેને શરસ ગાડીઓ બનાવતાં આવડે છે. રાજા તો આ ખબર સાંભળી ઘણો ખુશી થયો ને ખુશીની સાથે ચાકરોને હુકમ કરીયો કે તેઓ રાણીને મહેલે એક મોટો સુખડનાં લાકડાંનો ઢગલો કરી આવીયા. પછી તે લાકડાંનો પેલા સુતારે એક સુંદર પવન-ઘોડો બનાવીયો. પવન-ઘોડો તૈયાર થયો એટલે રાણીએ કહ્યું, કે "આજ હું ગાડી તૈયાર થઇ છે તેમાં બેસી આપણે મેહેલે આવનાર છું, માટે મારે બીજી દાસીઓનો ખપ નથી, ફક્ત એક માલણને રહેવા દો." રાજાને માલણનો પુરજ ભરૂસો હતો તેથી તેમ કીધું, ને માલણને ખાનગી રીતે બોલાવી કહ્યું કે તું તેને લગાર સુની મુકીશ નહિં. પછી માલણ તથા રાણી તે પવન-ઘોડાની અંદર બેઠાં, અને સુતાર, વાણીયો, તથા બ્રાહ્મણ હાંકવાનું મીસ[2] કરી, આગળ ચઢી બેઠા. પછી સુતારે ઘોડો આકાશ મારગે ઉરાડયો.

અહીં રાજા મહેલ બહેલ શીંગારી, રાણીની વાટ જોતા ઝરૂખામાં બેસી રહ્યા છે, સાંજ પડી પણ રાણી કે બાણી કોઇ આવીયું

૧ કાટલું=પુરી થઇ રેહેશે. ૨ મીસ=બાહાનુ.

નહિં. રાણીના મહેલમાં તપાસ કરાવી, ત્યારે ત્યાં પણ કોઇ મળે નહિ. પછી આકાશ માર્ગે ઉડતાં પેલો ઘોડો જોયો તે જોઈ રાજા નિરાશ થયો.

ઘોડો ઘણોજ ઉંચો ગયો કે ઉપરથી માલણને ઉરાડી દીધી, તેથી તેના ફેદે ફેદા[1] ઉડી ગયા.

પછી ઉપર ચારે જણે મળી વીચાર કીધો, કે હવે આપણે કેણ પાર ઘોડો હાંકવો, કે જેથી રાણીના ગામનો પતો લાગે. બ્રાહ્મણે વાણિયાને કહ્યું કે ભાઇ, એ કામ તારૂં છે, જો કેમ ઘોડો ખેડીશું. વાણીયાએ લાંબી નજર પુગાડી જોયું કે જો દક્ષિણ દિશામાંથી તો આપણે આવીયા છે, પુરવ દીશામાં તો નરદમ પહાડ પરવત જણાય છે; ને પશ્ચીમમાં પણ ઉજડખાનું હોય તેમ જણાય છે, માટે ઉતરમાં આપણે જઇએ, તો ભાઈ કંઇ પતો લાગે ખરો. પછી પવન ઘોડો ઉતર ભણી ખેડીયો. જતાં જતાં રાણીના નગરનું પાદર આવી પહોચ્યું. સરવે મળી વાણિયાને સાબાસી આપી કે "વાહ! વાહ! ભાઈ તેં હારી અટકળ બાંધી તો!" પછી તેઓ ગામમાં ગયા, ને રાણી તેમને પોતાના મહેલ આગળ લેઇ ગઇ.

પછી બ્રાહ્મણે રાણીને કહ્યું, કે લાવો તેનાં હાડકાં કયાં છે. પછી રાણીએ દાટેલી પેટી કાઢીને બતાવી, તેમાંથી એક હાડકું લઇને, બ્રાહ્મણે પાણી મંત્રીને તેને અંજલી ભરી છાંટયું એટલે તે કુંવર આલસ મરડીને બેઠો થયો. ત્યારે તો તેણે પોતાના ત્રણ મિત્રોને તથા પોતાની રાણીને દીઠી; કુંવર ઘણો અચંબો પામી બોલ્યો, કે અરે ભાઇ! હું કેટલો વખત થયો ઊંઘમાં પડયો હતો અને તમો કયારના આવ્યા તેની મને ખબર નથી. આ વાત શાંભળીને પેલા મિત્રોએ સઘળી વીતક વાત કહી શંભળાવી અને ત્યાર પછી સરવે આનંદમાં દીવસો ગુજારવા પોતાના દેશ ભણી ચાલ્યા.

---

૧ ફેદે ફેદા=કુરચે કુરચા.

# શોના રૂપાના વાળવાળી.

એક સોદાગરનો છોકરો હતો, તેનો બાપ મરી ગયા પછી તે તેની મા પાસ રેહેતો હતો. તે બહુ રૂપવંત હતો તથાપી તેની માના વસ્તારમાં[1] તે એકે એક છોકરો છે તેથી તે બહુ ચાહતી હતી. મા પાસ રહી ખાતો પીતો તેથી તેને કોઈ જાતની વેડની ખબર પણ નહોતી. પણ સોદાગરનો છોકરો તેથી કોઇના સુચવ્યા વીના એક દીવસ મા પાસ બોલ્યો "મા મને સો રૂપીઆ આપો તો બજારમાં જઈ કેડે ફરીએ હરીએ!" માએ સો રૂપીઆ આપીયા તે લઇ છોકરો બજાર વચે ચાલ્યો. આસપાસ નજર કરતાં તેણે એક પોપટ દીઠો; એટલે હજી રમતીઆળ છે તેથી લેવાણો. "ભાઇ પોપટ વેચે છે-કેમ આપીશ" પોપટવાળાએ કહ્યું "લેવો હોય તો નકી સો રૂપીઆ પડશે." સોદાગર પાસ પણ સો જ રૂપીયા હતા તે આપી પોપટ લેઈ ઘેર ગયો. આટલી મોટી કીંમત ખરચી દીકરો પોપટ લાવ્યો તેથી મા બહુ ખેદ[2] પામી અને તેને ઘણું કહી સંભલાવ્યું. મા ગયા કેડે પોપટના પાંજરાની જગા કરવા જાય છે એટલે પોપટ બોલીયો, "ભાઇ સોદાગર" તારી માના વઢવાથી તું શોક કરતો નહીં. તેં મને ખરીદ કરયો તો હું કુળવંતાને હાથ પડયો, નહી તો કોઇ કૃપીણ[3]ને ઘેર પડત માટે તેનો બદલો કોઇ દીવશ તને વાળી આપીશ."

---

૧ વસ્તાર=છોકરાં; છઇઆં. ૨ ખેદ=દુઃખ. ૩ કૃપીણ=કંજુસ.

અઢી માસ ગયા કેડે છોકરાએ મા પાસ ફરીને સો રૂપીયા માગ્યા. તે તેણે કાંઇક શીખામણ દેઇને આપ્યા. છોકરો પાછો બજારમાં ગયો અને ત્યાં કોઇ બીલાડી વેચવા બેઠો હતો તેને જોયો. બીલાડી રૂપાળી ને ચંચલ દીઠી તેથી છોકરો વળી લોભાયો એટલે બીલાડીના પણ સો રૂપીયા આપી ઘેર લેઈ આવ્યો. માએ આ વેળા તો કેટલીક રગપીટ[1] કરી કે છોકરો તો મુઢ[2] નીકળ્યો. મા દુર ગઈ એટલે બીલાડી તરફ શોકાતુર થઈ જુએ છે ત્યારે બીલાડી બોલી "ભાઇ હું સોદાગરને ઘર પડી છું તો મને હલકાં વાનાં કરવાં પડશે નહીં, તેં મને ખરીદી છે તો કોઈ દીવસ તારી કીંમત વાળી આપીશ."

વળી માસ બે માસ થયા પછી છોકરાએ મા પાસ તીજી વારના સો રૂપીયા માગ્યા તે આ વેળા તો કેટલીક ઝક લેઇને આપ્યા. તે લેઇને છોકરો પાછો બજારમાં ગયો અને હવે તો સાવધ રહી ખરીદો કરવા ઠરાવ્યું. તેવામાં એક મદારી સાંપનો નાચ કરતો હતો. સાંપની રમુજથી છોકરો લેવાણો તેથી ઠરાવ ભુલી ગયો અને તેના પણ સો રૂપીયા આપી સાંપ લેઇ ઘર ગયો. સાંપ જોઇ મા તો ઘણું વઢીને બોલી કે "પીટયા! પોપટ બીલાડી તો રેહેશે પણ આને કેમ રાખીશ! પીટયા કેડે મુકી આવ, નહીં તો ડંશ ભરશે!" મા દુર ગઇ એટલે સાંપને એક નોંખા[3] ઓરડામાં મુકવા લેઇ ગયો ત્યારે તેણે કહયું કે "ભાઇ હું તને કોઇ દહાડો ડંસીસ નહીં પણ તારી કીંમત વાળી આપીશ."

સોદાગરનો છોકરો જેને આખો દિવસ કાંઇ કામકાજ નહોતું તેને હવે ત્રણેની બરદાસ કરવાની વેઠ થઈ. દરરોજ તેમને ખીર મલીદો ખવરાવી તથા સાંપને દુધ પાઇ ઉછેરતો હતો અને ત્રણે સાથ સારી પ્રીતિ બાઝી. સાંપને લેઈ રોજ મદારીનો ખેલ કરતો તેમ

---

૧ રગપીટ=રડાકુટ. ૨ મુઢ=ગમાર. ૩ નોખા=જુદો.

એક દિવસ રમતાં તેની માએ તેને જોયો તો સાંપ બહુ વ્હાલથી તેના હાથને લપેટાઇ તેના માથા ઉપર ગમન[1] કરે છે. એટલે માએ સાંપને લેઇ જંગલમાં મુકી આવવાની ઘણી ઝક લીધી. તે પ્રમાણે સાંપને લેઇ ચાલતો ચાલતો કોઇ ગામના વગડામાં[2] પુગ્યો. ત્યાં એક તળાવ હતું. તે ઉપર કોઇ ધોબી કપડાં ધુએ છે તે પાસ સાંપને મુકી બોલ્યો, "ભાઇ તારે જોઇએ ત્યાં જા," ત્યારે સાંપ બોલ્યો, "હે સોદાગર, તેં મારી આટલા દિવસ બરદાસ કરી—હવે વગડા વચ્ચે મુકી જાય છે! તો ભુંડા હવે મને મારા બાપના મકાન ઉપર જઇ મુકે તો કાંઇ તને ઇનામ અકરામ અપાવી તારો ગુણ વાળું. મારો બાપ પાતાળનો રાજા છે, તે તને વરતાવશે." ત્યારે સોદાગરે પુછ્યું કે "તારો બાપ મને શું વરતાવશે?" સાંપ બોલ્યો "તું મને લેઇ ચાલ પછી રસ્તામાં વાત કહીશ." સોદાગરનો છોકરો મ્હોટા કુળનો છે એટલે સાંપને ઉપાડી આગળ ચાલ્યો. રસ્તામાં સાંપે કહ્યું કે "હું બતાવું તેટલે છેટે મને મુકી તું ઉભો રહીશ ત્યારે મારો બાપ ખુશી થઇ તને ઇનામ આપવા આવશે ને કહેશે "માગ માગ જે માગે તે આપુ!" તું કેહેજે કે વચન આપે તો માગું અને વચન લેઇ તેના પાસથી તેની વીંટી માગી લેજે. વીંટીમાં ગુણ એવો છે કે તેને જે ફરમાવશે તે લાવી આપશે. પછી વાતો કરતાં સાંપ બતાવતો તે રસ્તે સોદાગર ચાલતો અને અંતે બાપના મકાને આવી પુગ્યો, એટલે સાંપે કહ્યું કે "હવે મને મુક પણ જો મારો બાપ જર ઝવેર આપવા માગે તો તે સર્વેની ના પાડીને વીંટીજ માગવી હો?" સાંપને એક તળાવ પાર નજીક છોડયો અને સોદાગર તેની પાળ ઉપર ઉભો રહયો. પછી સાંપ તેના દરમાં ભરાયો અને તેના વીંખુટા પડવાને ઘણાં વર્ષ થઇ ગયાં હતાં તેથી તેનો બાપ તો તેને મુએલો જાણી શોકાતુર હતો, તે હવે છોકરાને ઘણે વર્ષે મળ્યો તેથી હર્ષમાં આવી ગયો. છોકરાએ પોતાની સર્વ વીત કહી તથા સોદાગરના છોકરાના વખાણ કરી કહ્યું

---

૧ ગમન=રમત. ૨ વગડો=જંગલ.

કે, બાપા તે પાળ ઉપર ઉભો છે." સરપ રાજા બોલ્યો કે "જેણે મારા છોકરાની આટલે વરસે ભેટ કરાવી તેને જે માગે તે ઇનામ આપું!" કહી હર્ષમાં ને હર્ષમાં પાળ ઉપર આવી સોદાગરનાં છોકરાને કહ્યું કે "માગ માગ જે માગે તે આપું." સોદાગરનો છોકરો કહે કે "મારે કાંઇ જોઇતું નથી; જો આપતો હોએ તો માગું તારૂ વચન." સાપે કહ્યું કે "બચ્ચા લે વચન–મારૂં અને મારા કુળનું વચન કે જે માગીશ તે આપીશ." પછી છોકરાએ કહ્યું કે "આપ તારી વીંટી." પછી સાપ મનમાં ઝંખવાણો અને બોલ્યો કે "ભુંડા ત્રણ પૈસાની વીંટીને તુ શું કરીશ? લે હીરા, માણેક, મોતી માગી લે તો ઢગલે ઢગલા આપું." છોકરાએ ઝક લીધી કે મારે બીજું કાંઈ જોઈતું નથી. જોઇએ તો તારૂં ને તારા કુળનું વચન લોપ,[1] નહીં તો તારી વીંટી આપ. પછી સાપ સમજ્યો કે આ માણસે મારા છોકરાની ઘણી બરદાસ લીધી છે તેથી મારા છોકરાએજ શિખવ્યું હશે તેથી વીંટી આપી આશિષ દીધી કે જા બચ્ચા સુખી થશે; વીંટી લેઈ સોદાગર ને સાંપ છુટા પડયા.

થોડેક છેટે ચાલી સોદાગરના છોકરાએ વીંટીની પરીક્ષા લેવાનું ધારયું. પોતાની આંગળીએ પેહેરી ઇચ્છયું કે સોના રૂપાનો સાજવાળો ઘોડો થયલો આવી ઉભો રહયો. પછી વીંટી પાસ ખાવાનું મંગાવીયું કે અણછટો[2] હાથ આવી સોનાનો બાજઠ અને રૂપાની થાળ પાથરી ગયો અને એક પછી એક ભાતભાતની રશોઇ પીરશી. થોડો વખત ગુજરયો કે આતે શી વીતકણી! તેના મનમાં હજી તો ઇછા! થાય છે તેટલામા રસોઈ તૈયાર થઇ, હવાઇ હાથ પીરશી જાય છે. ખાઇ રહયો કે કોઇ અણછટો હાથ રૂપાની ઝારીથી હાથ ધોવાડી ગયો અને તે લોહી લેવા એક ઝીણા પતનું વસ્ત્ર ધરયું. સોના રૂપાના સાજવાળો ઘોડો તૈયાર હતો તે ઊપર અસ્વાર થઇ ચાલીયો. ચાલતાં

૧ લોપ=વચન તોડવું. ૨ અણછટો=દેખાય નહીં તેવો.

ચાલતાં સોદાગર કોઇ જંગલમાં જઇ પોંહોચ્યો. અને ઘણો વખત ઘોડો ખેલીયા કેડે વીંટીને પુછ્યું કે વેગલે શેહેર દીસે છે તે કયું? અને મારૂ શેહેર હજુ કેટલે દુર રહ્યું? વીંટી બોલી તારૂ શેહેર હજી પંથે[1] છે અને પણે સોના રૂપાના વાળવાળીનું શેહેર આવ્યું. ત્યારે વીંટીને કહયું કે મને સોના રૂપાના વાળવાળી પાસ લેઇ જા. કે તરત તેના શેહેરમાં પુગ્યો. હવે તેનું શેહેર કોઇ મહાન જંગલ વચ્ચે આવ્યું છે ને તેમાં મરદ નામે કોઇ દીસતો નથી. સોનારૂપાના વાળવાળી રાજ કરે છે, તેના અમીર ઉમરાવ ને શીપાઇ શપડા સ્ત્રી છે. વસ્તી અને વેપાર હુનર પણ સ્ત્રી જાતીનો છે. વચ્ચોવચ રાણીનો મેહેલ છે. મ્હેલની દીવાલ સોનાની છે અને હીરા માણેકના સ્થંભ છે. મણીથી જાત જાતના ચીત્રામણ ગોઠવ્યાં છે. દરીઆની છોળ[2] બનાવ્યા છે અને તેમાં ભાતભાતનાં માછલાં તરતાં કરયાં છે. પૃથ્વીની સપાટી ઊપરનાં તરેહ તરેહનાં જનાવર પાડયાં છે. દરીઆના ખેલ, જંગલના શીકાર, વગડાના ઘેટાં, અને તેનાં ચરાવનાર, ખેતીના સાધન, અને વાવણી, નીંદવું ને કાપણી, એ સર્વની દર્શણી દાખવી છે પણ આખા મંહેલમાં એક નર નામનું ચીત્રામણ ના મલે. એક છોકરા વતીકનું પણ કોરામણ મલે નહી. મરદ નામનોજ ખેહ[3] કરી મુકીયો હતો! એટલું અવલોકન બ્હારથી કરી સોદાગર કેહે કે જોઇએ અંદર કેવું છે, એમ હામ ધરી દેવડીમાં પેઠો. અંદર ગયો કે સ્ત્રી પેહેરીગીરો તેનું સ્વરૂપ જોઇ તેના ઉપર દયા આણી કહયું કે "તું કોણ ભુલો પડયો છુ! ચાલ્યો જા, ભાઇ! નહીંકર નાક કાન કપાવી જવું પડશે. અમારા શેહેરમાં મરદ માત્ર પેશી શકતો નથી, ત્યાં તું વળી મેહેલમાં કયાં ગુસે છે?" ત્યારે સોદાગરે જણાવીયું કે હું સોના રૂપાના વાળવાળીને જોવા આવેલો છું ને ચાહે તે થાય પણ મારે જોવી છે. તે સાંભળી

---

૧ પંથે છે=દુર છે. ૨ છોળ=મોજા. ૩ ખેહ=નાશ.

પેહેરેગીરી બોલી "તારૂ મોત ઓત ભમતું હોય તો તું જોવા જા. પછી તેને રત્નોએ જડેલો ડંકો હતો ને તેને સોનાની દાંડી હતી. તેની વતી વજાડવાનું કહયું કે આ ડંકાનો સાદ સાંભલશે ત્યારે અમારી બાઈ ચેતશે કે કોઈ પુરૂષ હોડ પુરી પાડવા આવ્યો છે. એમ કહી તેના હાથમાં સોનાનો દાંડો આપ્યો તેથી એણે તો એટલા જોરથી મારયો કે ડંકાનું ચામડું ફાડી નાખ્યું. તેથી દાસીઓને રીસ ચઢી અને બાઇ રખે તેને મારી નંખાવે માટે ઉપર ચઢી જઇ કાંઇ વાનાં કેહેવા લાગી, "બાઇ કોઇ રૂપાળો મહા જુવાન આપણી હેવડી ઉપર આવ્યો છે એને મારવો કે એના સાથ હોડ કરી શીક્ષા કરવી હોય જેવું છે. એતો આપની પાસ રાખ્યા જેવો છે."

મને દરેક મરદનો તીરસ્કાર છે તે તું કેમ ભાન ભુલી ગઈ છે. જા રાંડ મરદોથી મોહી જાય છે તો મારા શેહેરમાં કયાં રહી છે? ચાલી જા.

ના બાઇ આ પુરૂપને ના જોત તો એકે એક પુરૂષને વગોવતે પણ અરે બાઇ! આતો કેવો રૂપાળો છે. જુઓ એનુ રૂપ અને ગુણમાં કુલીનતા[1] ઘણી રહી છે! તે હું તો એને આપની પાસ પાંસરો લાવત પણ ના લાવી તેમાં મેં ઠીક કરયું છે."

રાણીએ કાંઈ ઉત્તર આપ્યો નહી પરંતુ તેનું રૂપ જાણવા માટે દાસીને વીગતવાર પ્રશ્નો કરયા કે તેની જાત કેવી દીસે છે, પોશાક કેવો પેહેરેલો છે, ક્યાંથકી આવે છે, કયાં જાય છે, ઇત્યાદી ઇત્યાદી અને તે પછી કાંઈ ગુહ્ય[2] વીચારમાં પડી મુગી રહી. પછી પાછું પુછ્યું શું તે તું વર્ણવે છે તેવોજ છે? શું તેનો સ્વભાવ એટલો શાંત છે?" દાસી બોલી કે "બાઇ મારૂ ધ્યાન તો હજી ઓછું છે" એટલે રાણીએ નીમશોશ[3] નાખ્યો અને થોડી વાર મુગી રહી અને

૧ કુલીનતા=મોહતાઇ, ઉંચા કુળનો ગુણ. ૨ ગુહ્ય=છુપા. ૩ નીમશોરા=નીશાશો.

પછી પાછું બોલી કે "તું એને મારી રજા વીના અંદર ના લાવી એ ઠીકજ કરયું."

દાસી બહુ ચતુર હતી તે ચેતી ગઇ કે બાઇ બોલે છે તે કરતાં તેના દીલમાં ચીંતવન જુદુજ થયું છે. તેથી હિમ્મત ધરી બોલી "પણ જો હું પાંસરો લાવી હોત તો શું ખોટું થાત? શું તમો આવાં રૂપવંતાં થઇ દુનીઆમાં આવાં છાનાંજ પડી રેહેશો કે? આપણી સાહેબી, આપણો ખજાનો, અને આવો દબદબો કોઇ ના જુએ તો પછી શા કામનો?"

ચુપ રેહે ચુપ? બકબકી આટલો બકારો શા સારૂ માડયો છે, આ શેહેર સ્ત્રી જાતિથી આટલા વરશનું પાવન[1] થએલું તેમાં વળી મરદ કેવો પ્રવેશ કરવો. તું હવે વંઠી[2] છે માટે મારી પાસેથી દૂર જા.

પછી રાણીએ પોતાને ઝરૂખે આવી નીચે જોયું તો દાસીઓ તેને વીંટીને કેડ પકડી ઉભી છે તે બોલી, બાઈ! આ મરદે આપણો ડંકો ફાડી નાખ્યો છે તે શિક્ષા માટે તેને ધરી ઉભી છું. તે સાંભળી રાણીએ શિક્ષા કરવા તેને પોતાની પાસે તેડયો. તેને ગુન્હેગાર ઠરાવ્યો ત્યારે તેણે પુછ્યું કે ડંકો વગાડતાં ફાટી ગયો તેમાં મારો શો દોષ? હે રાણી ત્યાં કોઇ જમવા આવે તે પેટ ભરીને જમશે કે અધુરે પેટ ઉઠશે? જો તું પેટ ભરીને કોઇને જમાડતી હોએ તો મને વગાડવાને કહયું ત્યારે મેં પુરતા જોરથી વગાડયો તેથી તે ફાટી ગયો તો મારો શો વાંક? આ બચાવથી રાણી ખુશ થઇને બોલી કે જા તારા ગુન્હા માટે હું તને મારતી નથી પરંતુ આ મહેલની અંદર જો કોઈ આવે તેની સાથ ત્રણ સરત કરૂં છું તે પુરી પાડે તો રેહેવા દઊં છું, નહિંકર નાક કાન વાઢી શેહેર બહાર મોકલાવું છું. એક દિવસે એકેક સરત પૂરી કરવી અને તે હું રાત્રીની વેળાએ કરૂં છું. માટે હમણાં આવાને આરામ કર અને રાત્ર ટાણે મારી પાસ

૧ પાવન=પાક. ૨ વંઠી=બીગડેલી.

આવીશ તો પહેલી સરત કહીશ. સોદાગર પોતે ખાઇને આવ્યો છે એટલે તેને ભૂખ કે તૃષા નથી. તેથી તે મ્હેલ જોવાને રોકાયો. મ્હેલમાં સેંકડો ઓરડા અને દીવાનખાનાં વીગેરે જે જુએ તે સોનાનું અને રત્નમણીથી જડીત હતું: વળી કોરણી એકેકથી સરસ તેથી સોદાગરની આંખ્યો તો જ્યાં જુએ ત્યાં ઠરીજ રેહેતી; પરવાળાં, પાણું, અકીક ને કેરબાના તો કાંઈ પારજ નહિ. દીવાનેખાસમાં કાચ એવા ઢાલી દીધા હતા કે તે એક આખી આયનાજ દીસ્તી. તખ્ત તો આખા પોખરાજમાંથી કોતરી કાઢેલું હતું અને તે ઉપર સોના રૂપાના વાળવાળી પોતાના વાળે વાળ છુટા મુકી હીરાનાં ઝીણાં પટ પેહેરી બેસતી. ત્યારે તેની ખૂબસુરતી તો કોઇએ જોઈજ ના હોય! સાયંકાળે તે પોખરાજના તખ્ત ઉપર બેઠી અને ગુણકાઓએ આતી મધુર સ્વરે ગાયન સરૂ કરયું.

ગાયન અને સાજંદાના સરોદ ઝીણા સ્વરમાં હતા જેથી કાનને રીઝવતાં કચેરીનું કામ રોકાતું ન હોતું. એવા ઠાઠમાઠ મચાવી રાણીએ સોદાગરને હજુરમાં બોલાવ્યો. તે તો તખ્ત અને તે ઉપરની રાણીને જોઇ તેમજ કચેરી ને એકે એક સ્ત્રીની ખૂબસુરતી જોઈ તથા દરેકના દીલમાં મોતીનો પોશાક, કચેરીનો આવ આદર તથા ગુણકાની વિચીત્ર નૃત્યકળા જોઇ થોડો વખત ભયભિત થઈ બોલી સકયો નહિ. પણ સુદ્ધિ થઇ એટલે બોલ્યો—

"હે ગુણવંતી બાઈ! શું પરમેશ્વરે તને આવું અથાગ રૂપ જંગલ વચ્ચે ઉકરડો થવાને આપ્યું! શું! ઝાડ પાન અને પશુ પક્ષીનાજ જોવા માટે હશે કે કોઇ મરદને તારી પાસે આવવા દેતી નથી. જો તું શેહેરમાં હોએ તો તને જોઇ કેટલા માણસ દીવાના બની રેહે! આ જંગલમાં કોઈ પશુ તારી કદર બુજી દીવાનો થયો મેં સાંભળ્યો નથી. પણ પશુથી રીઝતી હોએ તો તારી તુલના[1] પશુ જેવીજ હલકી કે? તારી પાસે સ્ત્રી જાતીઓ છે; શેહેરે શેહેરથી

---

૧ તુલના=માપ.

તારવી સઘળી ખુબસુરતી તેં તારા મ્હેલમાં ભેગી કરી છે. પણ સ્ત્રી સ્ત્રીના રૂપને શું સમજે ? તારી સાહેલી તને રૂપાળી કેહે ને તું તેને રૂપાળી કેહે, પણ કાંઇ બીજાં વાનાં ના સમજે ? તારા શેહેરમાં સઘળે ઠેકાણે હું તો રડાકુટા[1] જોઉં છું.

"જ્યાં જોઈએ ત્યાં કુડે કુડ, સામા સામી બેઠાં ઘુડ;[2]
એક વાત સુરજની કરે, તે આગળ લઇ ચાંચજ ધરે;
હજાર વર્ષ અંધારે ગયાં, આ ડાહ્યાં તમે ક્યાંથી થયાં ?

સોદાગરનાં આવા મેણાં સાંભળી રાણી તો લીલી પીલી થઈ ગઇ. સોદાગર તેણીના વ્હાલમાં ગરક થઈ ગયો હતો પણ તે મરદ નામનો તીરસ્કાર કરતી માટે તેણે એવા ડહાપણને વગોવ્યું. સ્ત્રી જાતીનો સ્વભાવ કે તેના વીશે આપણા મનમાં હોય તેથી ઉલટી વાત કરેથી તે લેવાય છે. એટલે સોદાગરે તેને હરવાનો પાંસરો[3] રસ્તો ઝાલ્યો ધર્યો. તેથી તેનાં મનમાં હવે મરદ વીશેની આ પેહેલ વેહેલી ચટકી ઉઠી પણ જુસ્શો દાબીને બોલી.

મારી કચેરીમાં મરદ મુદની સલ્હા કોઇ લોક લેતું નથી. તારો એક ગુન્હો તો મેં સાંખી માફ કર્યો છે તેથી તું ફાટી પાતરફાણી હાલ મારા મ્હો ઉપર આવ્યો. અમને તેં ઘુડ કહયાં તો તું જાણો છું ? કે મારા રાજ્યમાં કોઈ મરદ આવી સ્ત્રીને નીંદે તો તેને રાજદ્રોહી[4] ગુન્હો ગણે છે અને તે માણુસનુ શીર છેદવામાં આવે છે. તારાં જો બે શિર હોત તો એક તારી શિક્ષામાં છેદાવી બીજું મારી પાસે કેદ કરત કે મારી સ્ત્રી જાતિમાં ભેલી તેનો ગુણ સ્પર્શ કરાવત."

ત્યારે જે છે તેનેજ તારી પાસે રાખની ! તે તારી પાસે ધરૂં છું. તારી દેવીનાં પુતળાં તરીકે શેવા કરીશ. આ મહેલ, મારૂં મંદીર અને તું મારી દેવાંગ્નાની પુતળી છે. મેં ત્રણીએ સ્ત્રીની

---

૧ રડાકુટા=કુટાકુટ. ૨ ઘુડ=ઘુવડ. ૩ પાંસરો=પાધરો.
૪ રાજદ્રોહી=રાજવિરૂધ.

ખુબસુરતીનાં વખાણુ કાને સાંભળ્યાં; પણ નયણે જોતાં તે તો જુદી જુદી ઝળતી કીર્તિ દીસી. પણ સોના રૂપાના વાળવાળી સ્ત્રીની ઉમંતી સાંભળી ત્યારે તે તો સર્વે ખુબસુરતી કીર્તિનું એકજ ચિતાર ચીતર્યો. અને તે આજ નયને નિશ્ચય કરતાં મારી ચાતુરીના ચિતારથી પણ વધુ ચકિત જોઉં છું. તમારા રાજ્યમાં મેં રાજદ્રોહી ગુન્હો કર્યો તે માટે તમારા અબલા જાતિના ન્યાય શાસ્ત્રીઓમાં વળગેલો છુટો પડનાર નથી. અને—

"હે ભુંડા મારી કચેરી વચ્ચે તું મને અને મારી સાહેલીઓને અબલા જાતિ કહીશ નહી. મારા રાજ્યમાં શબ્દનો અર્થ જુદો થાય છે. અમે સ્ત્રીને અબલા કહેતાં નથી. અબલા તો ખરેખરા પુરૂષ છે; શંકર જેવો પાર્વતી આગળ બળહીન છે. સરસ્વતિ ને લક્ષ્મિને આખી પૃથ્વિ આધિન છે. પરીઓ, જક્ષણી, સાક્ષણી, આદી આગળ કયા પુરૂષનું પુરૂષાર્થ ચાલે છે. સ્ત્રીની બુદ્ધિ અને સ્ત્રીના રૂપને કોણ મલી શકે છે ? પુરૂષનાં મ્હોટામાં મ્હોટાં ચરિત્ર વિક્રમે કર્યાં પણ તમારીજ કહેવત પ્રમાણે તો:—

રંભા આગળ જ્યમ શંખણી, પુશ્ક આગળ પોયણું;
ત્યમ સ્ત્રી ચરિત્ર આગલે, વિક્રમ ચરિત્રને ગણું.

"વાહ રે વાહ ! બળહીન, બુદ્ધિ હીન, કરમ હીન, નર પુરૂષ, તેનામાં તે શું પુરૂષાર્થ છે અને પુરૂષાર્થ તો અમારૂ કે રાજમાં હમારી આણ વરતે છે. પુરૂષોનો પોશાક હમે પહેર્યો છે. ને ફક્ત એંધાણીમાં માથાના વાળ ઉઘાડા રાખ્યા છે. રાજ હમે કરીએ છીએ. ઇનસાફ હમારો ચાલે છે ને લશ્કર હમારૂં છે. અમારે ત્યાં કોઇ પુરૂષ હોય તો તેને ખરેખર ઘરવાલી નીમે છે ! રસોઇ પાણી તે કરે, ઘર તે સાચવે અને અમો કમાવવા જઇએ. સૃષ્ટિમાં આટલાં વર્ષ થયાં અમને મરદોએ પરાણે ઘર સોંપ્યું હતું પણ હવેથી હમે સર્વ જગાએ અમારી આણ ચલાવીશું. મરદને સ્ત્રીનો પોશાક પેહેરાવીશું

ને છોકરાં છૈયાં સાથ ઘર સાચવવાનું કામ તેને સોંપી મરદનો પોશાક, મરદની ઢબ છબ, મરદનું કામ, અને મરદની ભાષા અમે પકડીશું. સૃષ્ટીનો બ્હાર ત્યારેજ ખીલશે. અને ભાષાનો એકેએક શબ્દ અને અલંકાર બદલી નવી ભાષા ચલાવીશું."

"ત્યારે મને તમારી વચ્ચે સ્ત્રીકૃયા કરવાજ રાખની ! જ્યારે સ્ત્રી આગળ હમે બળ હીન છીએ અને એક સ્ત્રી આગળ વિક્રમ જેવા વીર પુરૂષનું ચરીત્ર પણ રાંક ઠરયું ત્યારે તમે આટલી બધી સ્ત્રી આગળ હું એકલો તો ભેભાખરો[1] થઇ જઊં તેમાં નવાઇ શી છે ! મારી આંખો તો ઝંખવાઈ ગઈ છે માટે મને કાંઇ સુઝતું નથી. હે સોના રૂપાની પુતલી ! તું મને વર." અને પછી સોદાગરે પોતાની મતલબ સંપુર્ણ સુરસથી કહી સંભળાવી.

રાણી કાંઈક ગળી એટલે બોલી, "હે રૂપાળા સોદાગર ! આ રાજનો નીયમ છે કે જે મરદ આવે તે મારી ત્રણ સરત પુરી કરે તે પછી જે કેહે તે માન્ય કરૂં. મારી પેહેલી સરત એવી છે કે મારા આખા શેહેરને એક રાતમાં જમાડી આપે. તારી સાથ આટલો વાદ કરતાં હમારો વ્યાલુનો[2] સમય થયો છે માટે એક ઘડીમાં જેને જે ભાવે તેવાં ભાત ભાતનાં ભોજન કરી લાવ્ય !

રાણીએ પોતાના મ્હોંથી આજ સુધી કોઇ પણ પુરૂષને "રૂપાળો" કહ્યું ન્હોતું ને આજ બોલી તેથી તેની પાસે બે વજીર હતાં તે બોલ્યાં, "રાણી સાહેબ ! આ પુરૂષને તેના ગુન્હા માટે ગરદન મરાવવો યોગ્ય છે. એ કોઇ જાદુગર વશીકરણ કરવા આવ્યો છે. આપણા સ્ત્રી ધર્મના રાજમાં એને ઘણી બે અદબી કરી છે તે માટ કરી, તેથી આપણી ધર્માધર્મીમાં ભંગ પડયો ને વળી તમે તેને રૂપાલો કહયો તો સ્ત્રી–રાજમાં પુરૂષ રૂપાલો કેવો ? એ કાળા માથાનો માણસ આપણો ધર્મ ભંગ કરાવે છે અને વરવાનો ચેશ્ટા કરે છે. તમે એના સાથ વરો ! સોના રૂપાના વાળવાળી તે કાળા માથાના

1 ભેભાખરો=ગભરાયલો. 2 વ્યાલુ=રાતનું ખાણું.

ધણી સાથ વરે ! તે તેની ઘર ધણીઆણી ! તમે તેને અર્પણ ! વાહ !! વાહ !! એની તો જીભ વાઢી નાખવી જોઇશે. તમે એની સાથ વરો ! અરે એનું આખું શરીર સોના રૂપાનું બનાવેલું હોય, એની નસમાં સોનાનું રૂધિર વેહેતું હોય, એના હાડ રૂપાના લાથા હોય, અને પૃથ્વીનું રાજ એના નશીબમાં હોય, તોપણ સોના રૂપાના વાળવાળી એને વરશે નહિ. અરે કોઇ છે ? લેઈ જાવ આ હરામખોરને, ધક્કા મારી દેવડી બ્હાર મુકી આવો અને ત્યાં એને શિક્ષાનો હુકમ કહી સંભલાવવો. આ કચેરી સામેથી એનું મ્હોં કાલું કરો.”

આવો હુકમ સાંભળતાં વાર ચાર લઠ જેવી બાયડીઓ પોહોરા માટે હતી તે ધોક્કા લેઇને ઉઠી. પણ રાણી સાહેબના મ્હો તરફ જ્યાં જુએ છે ત્યાં તેનું મ્હોં ઝંખવાયલુ અને સોદાગરના ચ્હેરા સામે હસ્તે હસ્તે જોયા કરતી ! એટલે કચેરીમાં ન્યાય-શાસ્ત્રી ઉઠી બોલી— “ મારા હોંધાની રૂએ અન્યાય થયલો મારાથી જોવાય નહિં. સોના રૂપાના વાળવાળી એના સાથ સરત કરી ચુકી માટે એનું આમલા વારાનું[૧] બોલાયું ભુસાઇ લુસાઈ ગયું. હવે એનાથી થાય તો સરત પુરી કરે, નહિંકર નાક કાન મુકી ચાલ્યો જાય.”

સોદાગરે ઉઠી સઘલી કચેરીને નમન કરયું અને બોલ્યો કે— “ મારે સરત કબુલ છે. હું એક ઘડીમાં આખા શેહેરને નહી જમાડી શકું તો મારૂં નાક કાન વાઢી આપું. નહિ તો તમારી સોના રૂપાના વાળવાળી હુલર[૨] ! ” એટલે પેહેરેગીરમાંની લઠ જેવી એક બાયડીએ ઉઠા થપ્પર મારી કહયું “ તું હુલનો કેહેતો મુઓ ! ” તેને મન જો કે તેણે હળવેથી થપ્પર મારી હતી, પણ આ સોદાગરને બે ઘડી કળજ વળી નહિ. પછી થોડીકવારે શાંતિ થઇ એટલે [illegible] “ ચાલો તમારા શેહેરને તૈયાર કરો. હું રસોઇ મંગાવી દેઉં [illegible]”

સોના રૂપાના વાલવાળીએ ઢંઢેરો પીટાવી આખા શેહેરને [illegible] વાને તૈયાર કરયું પણ સોદાગર પાસ જમાડવાનાં કાંઇ સાધન [illegible] નહી તેથી કચેરીમાં તો સરવે એની મસે મસે[૩] હાંસી કરવાં [illegible]

૧. આગલવારાનું=અગાઉ. ૨. હુ[illegible]રજો. ૩. મસે મસે=મનમાં ને [illegible].

પણ જેમ પળ જતી ગઇ અને સોદાગર ખાલીખપ જેવો ઉભોજ રહયો તેમ સોના રૂપાના વાળવાળીનું મ્હોં શોકાતુર થઇ પડતું આવ્યું. શેહેરનો જમાવ થયો કે કચેરી બરખાસ કરી સર્વે જમવા ચાલ્યા તો સામે સુકી જમીન સીવાય હજી કાંઈ દીઠું નહી! પણ જેવી કચેરી જઇ બેઠી તેવોજ સોદાગરે વીંટીને રસોઈ લાવવાનો હુકમ કરચો કે અણછટા હાથો ભાત ભાતના પક્વાન મીઠાઈ મેલી ગયા. આ જોઇ સર્વે વિશમય પામી જમ્યું ને પોત પોતાને ઘેર ગયું. પછી સોદાગરને શહેરના દરવાજા બહાર મુકી આવી કાલ દીવસ બીજી સરત પુરી કરવાને આવવાનું કહ્યું.

બીજે દીવશે તેણે પાછો શહેરમાં આવીને મેહેલનો દેવડી ઉપરનો ડંકો બજાવ્યો કે દાસીઓ આવી મેહેલમાં લેઈ ગઇ. સોના રૂપાના વાલવાળીની પાસે જઇ પાછો સલામ કરી ઉભો—"સોદાગર! તારી ચાકરીમાં કોઇ પરી કીંવા દેવી છે માટે તું ભાગ્યશાળી છે."

"તારી ચાકરીમાં રહી તારો હુકમ ઉઠાવવામાં હું પોતાને વધારે ભાગ્યશાળી શમજીસ."

"સોના રૂપાના વાલવાળી લગાર ખુશ થઇ બોલી કે "હું રાત્રે હુકમ કરીશ તે બજાવવો પડશે; હાલ મારી દાસીઓ તને જે મેહેલ બતાવે ત્યાં જઇ વેળ કહાડ."

રાત્ર થઈ અને કચેરી ભરાઇ કે સોદાગરને પાછો હજુરમાં બોલાવ્યો! સોદાગર મારી બીજી સરત પુરી કરીશ તો કાલથી શેહેરમાં ઉતારો આપીશ, ને મારી દાશીને આ વીંટી કુવામાં નાખવા આપું છું તે વાહાણું વાતાં પહેલાં મને કહાડી આણી આપ." પછી વીંટી લોંડીના હાથમાં આપી કુવામાં નાખવા મોકલી, સોદાગરે પોતાની વીંટીને હુકમ કરી એની વાંસે વાંસે મોકલી પાછી મંગાવી. લોંડી જેવી વીંટી કુવાની પાળ ઉપર ઉભી માંહે નાંખે છે તેવીજ સોદાગરની વીંટી તો માંહે પડી ચપદેતી વળગી પડી અને સોદાગરના હાથમાં નાંખી. તે ગુજવામાં મુકી સોદાગરને પાછો શેહેર બાહાર મુકી

આવિયો. ત્યાં રાતવાસો કીધો. વાળું વાંતાં સોદાગર મ્હેલે જઇ ટંકો વગાડી હજુરમાં હાજર થયો. અને વીંટી રાણીના હાથમાં મુકી. રાણી વીંટી લેઈ—તેને બારીકીથી તપાસી પોતે અજબ થઈ તેના મોં સામું જોઇ હશી ચાલી ગઇ. રાત્રટાણે ત્રીજી શરત કરી—"એ ગુણવાન સોદાગર ! હોડ પાળીશ તો હવે તને મારા મ્હેલે સુવાના પરવાનગી આપીશ. મારો મ્હેલ સોનાનો છે ને મારા વાલ પણ સોનાના છે પણ મારૂં આખું શેહેર સોનાનું કરી સહવારમાં તારો કાટ બતાવ."

સોદાગર મનમાં બોલંગ્યો કે વીંટીમાં જે ચીજ માગીએ તે લાવી આપવાનો ગુણ છે પરંતુ એક ચીજ હોય તેને ઉલટાવી બાજી કરવી કેમ થઇ શકશે ! પણ સેહેજ હિમ્મત ધરી બોલ્યો "ઠીક છે બાઇ" ! તે રાતરે સોદાગરને શેહેરમાં એક પાતરને ત્યાં સુવાનો પરવાનો આપ્યો. રાતે ચિંતામાં ને ચિંતામાં ઉંગ્યો નહિ. એટલે મધરાત થઇ કે શોકાતુર થઇ વીંટીને પુછ્યું—"બેહેન તારાથી સરત પુરી કરાશે ?" ત્યારે વીંટી બોલી કે "જો તેં મને પુછ્યું ના હોત તો સહવારમાં માર્યો જાત. મારામાં સરવે ગુણ છે પણ મને દેવનું વરદાન છે કે કેહે તેજ કરવું ને પુછે તેટલુંજ બોલવું. મને હવામાં નાંખ. હું છાપરે છાપરે અડતી અડતી ઉડીશ. એટલે જે છાપરાને અડીશ તે આખુ સોનાનુંજ થઈ રહેશે. પછી કોટની આસપાસ પ્રદક્ષણા કરી કે કોટ પણ સોનાનો થઇ રેહેશે. પણ રાત થોડી રહી છે અને મને ફરી આવતા સારૂ વાળું થઈ ગયું તો તું હોડ હારીશ." પછી સોદાગરે ખુશી થઈ વીંટીને હવામાં નાખી.

સહવાર પડતાં લોક ઉઠી અચરત પામયાં કે ઘરે ઘર સોનું થયું. પછી હોડ સંભારી સ્ત્રીઓ સોદાગરને આશિષ દેવા લાગી. તે પાતરના ઘરથી મેહેલે જવા નીકળ્યો ત્યારે તો મેહેલે મેહેલે તેની પંછવાડે સ્ત્રીઓનું ટુંગ લાગ્યું ને વાંસે બોલતી કે "આ ભાગ્યશાળીએ આપણાં સોનાનાં ઘર કર્યાં ને અંતે એ શોર મેહેલે પુગ્યો. ને સોના

રૂપાના વાળવાળીને સોદાગરના આવ્યા અગાઉ ખબર પડી. તેણે ડંકો વગાડયો તેવીજ રાણી નીચે ઉતરી આવી સોદાગરનું કાંડું ઝાલી ઉપર લેઇ ગેઇ અને હોડાં પ્રમાણે આજથી તેની દાશી થઈને રહેવા કબુલ કરયું. પછી દરબાર ભરવાનો વખત થયો ત્યારે સોદાગરને પોતાથી ઉંચા તખત ઉપર બેસાડી સોના રૂપાના વાલવાળી તેની પાસે બીજા નીચાં તખત ઉપર બેશી પોતાના અબળા અમીર ઉમરાવ સાથ રાજ પ્રકરણી કામ ચલાવવા માડયું. આ દેખાવ જોઇ સ્ત્રીઓના મનમાં ઝેર ઉપજ્યું કે તેમની રાણીએ આખરે પુરૂશનો સંગ કરયો; પણ તેમને તે વિચાર કહેવા વારો મલ્યોજ નહી. ને રાણીએ કચેરી બરખાસ્ત કરતી વેળા તખત ઉપરથી પોતાનો દ્રઢ વિચાર કહી જણાવયો કે "અંત્યે હું હારી છું એટલે આજથી મારે પુરૂશનો સંગ કબુલ છે. અબલા પુરૂશ વિના શોભતી નથી. મને મારો સ્વામી મલ્યો–તમે અકેક એક એક સ્વામીને વરી રહો એ મારો આગ્રહ છે."

પછી રાત્રની વખતે સોના રૂપાના વાલવાળીએ સોદાગરને કહયું કે મારી શરતો આજદીન સુધી કોઇ પુરી પાડી શકયું ન હોતું ને તમે બજાવી શકયા છો માટે તમને અવસ્ય કોઇ શકતી આધીન છે. તો હવે આપણને આ અબલા શહેરમા રહેવું નામુનાસેબ છે. અહીની રૈયતે પુરૂશને કોઇ દીવસ દેખ્યો નથી. તેમનો ચાલ રેવાજ સ્ત્રી સંગમાંજ બંધાઇ રહયો છે તો ઘણા કાળથી જે તેમને સવલ થઇ પડેલું તે તે કાળથીજ જશે. પણ આજ કાળમાં તમારા સામું ઝેર વેરથી જોશે માટે જે શકતીથી તમે મારા વાનાં પુરાં કરયાં તેજ શકતીથી તમે ને હું આ શહેરથી એકદમ ઉડી કોઇ જંગલ વિશે વાસો કરયે તો પછી આ સ્ત્રી શહેર પોતાની રાણી વગરનું થઇ ગયાથી પોતાની મેલે તુટશે ને સહુ અબલા પોત પોતાને શહેર જઇને સંસાર માંડશે."

આ ઉપરથી સોદાગરે વીંટીને હુકમ કરયો કે પવન–ઘોડા લાવી બંન્નેને ઉરાડે ને પછી કોઇ શહેર વિશે આવી ત્યાં નદીનો

કોઇ સુશોભિત પ્રવાહ આવી રહયો છે. તેની મધ્યોમધ્ય સોનાનો મહેલ બનાવીને બંન્ને જણ રહયાં છે. સહવાર થતાં શહેરનાં લોકે અજબ થઇ રાજાને ખબર આપી કે રાત્રમાં કોઇ સોનાનો મહેલ બનાવી રહયો છે. રાજાએ માણસો મોકલ્યાં કે જાવ બોલાવી લાવો—એવો કોણ પુરૂશ આવ્યો છે. સોદાગરને માણસોએ બોલાવ્યો ત્યારે રાજાનો તુછકાર કરી કહાડયો. ત્યારે રાજાએ પકડી લાવવા માણસો મોકલ્યા. તેઓથી પણ કાંઇ વલ્યું નહી. પછી લડાઇ કરવા લશ્કર લઇને આવ્યા ને તોપો ચલાવી. ત્યારે સોદાગર ઘડીકમાં સોનાનો મહેલ રૂપાનો કરી મેલે, ઘડીકમાં ત્રાંબાનો ને ઘડીકમાં લોઢાનો! તોપો ચલાવી ત્યારે લોઢાનો મહેલ કરી સોદાગર માંહે બેશી રહયો. દીવશ અર્ધ દીવશ લડાઇ ચાલ્યા પછી સોદાગરે વીંટી પાસ બાણ ચલાવ્યાં ને તેથી હાર ખાઇ રાજા કાયર થઇ ગયો. એટલે હાથ જોડી મ્હોંમાં ત્રણ લઇને શરણ આવ્યો કે "ભાઇ રાજ પણ તારૂં ને હું પણ તારો છું—મને માફ કર." પછી સોદાગરે રાજ તેને પાછું સોંપી મહેલ ઉપાડી જંગલ વીશે ગયો ને જંગલમાં રહેવું કરી બંને જણ ખાય છે, પીએ છે ને મજાહ કરી પોતાના દીવશ ગુજારે છે. મહોલ પછવાડે અહીં પણ ભિત નદીનો પ્રવાહ આવી રહયો છે. પછી રાણી આડ આડ દીવશે સોનાની કાંસકીથી પોતાના બાળ ઓલે છે ને તેમાં જે બાલ તુટે છે તેનું પડીકું બાંધી રાખે છે. તેમ કરતાં એક દીવસે બારીએ બેસી માથું ઓળી દશ બાળ સોનાનાં ને દશ રૂપાનાનું પડીકું બાંધીને છુટવા જાય છે તેવામાં તે નદીમાં પડી ગયું ને પુરમાં તણાવા લાગ્યું. તણાતાં તણાતાં ઘણા દીવશે કોઇ દુરના શહેરમાં વિશે આવી લાગ્યું. તે ત્યાંના રાજાના કુંવરે દીઠું. કુંવરે પોતાના બાપને જઇને કહ્યું કે આ સોના રૂપાના વાલવાળીને મુને પરણાવી આપ!" હવે આખા દેશ વીશે સોના રૂપાના વાલવાળીની વાત મશહુર છે કે તેના રાજ્યમાં જે મરદ જાય છે તેના નાક કાન કાપી લીએ છે. તેથી રાજાએ પોતાના કુંવરને જવાબ દીધો કે મારાં કાંઇ બે નાક ને ચાર કાન નથી કે હું

તે કપાવીને તારે સારૂ લઇ આવું? તારે કુંવરે જઇ લઇ પોતાની મા પાસે જઇ કહયું કે "મને આ સ્ત્રી સાથ પરણાવીશ તો મારૂં જીવવું પ્રમાણ. નહીકર પ્રાણત્યાગ કરીશ." એટલે માએ તેને પરણાવાને વચન આપ્યું. પછી તેણે લુંડીઓ એકઠી કરી તેમને કુંવરની હઠ કહી સંભળાવી ત્યારે રાંડેલી લુંડીએ તે કામ કરવાનું માથે લીધું. પછી નદી કીનારે ગઇ ને સમુદ્રનું પાણી કેમથી વહેતું આવે છે તે જોઇ જેમથી પાણી આવતું હતું તે ભણી તે લોંડી ચાલી ચાલી જાએ છે. ત્યાંહાં ઘણેજ છેટે એક બંગલો આવ્યો તેમાં તેણે વસ્તી દીઠી તો તયાંહાં જઇને કહયું કે માહારી એક સોના રૂપાના બાલવાળી દીકરી ખોવાઇ ગઇ છે તેને સોધવા હું આવી છઊં. તે સાંભલી પેલી બોલી કે આવ, મારા સોના રૂપાના બાલ છે. ત્યારે લોંડી બોલી કે તારા સોનાના બાલ નહી હોએ તો પછી તેને બાલ દેખાડયા એટલે તે બોલી કે "તું મારી દીકરીજ તો. પણ તને બાળાવસ્થામાં એક રાક્ષશ ઉપાડી લઇ ગયલો હતો તે આજ બાર બાર વરશ થયાં તને શોધું છું ને આજ હાથ લાગી. મને કાંઇ જોઇતું નથી પણ બાહાર પડી રહીશ ને રોજ તાહારૂં મ્હોં જોયા કરીશ. તું મુને રોજ દરસણ આપ્યા કરશે એટલે મારી સરવ આશ પુરશે." તારે તે છોકરીએ કહયું કે તું મારી મા થાએ તો મારા ઘરમાં આવ ને માહારી ભેગી રહે. તેથી લોંડી તો તેના ઘરમાં રહી. સોદાગર શીકાર કરવા જાએ તે જે કાંઇ લઇ આવે તે ખાએ. પછી પેલી વીંટી ઇંદ્રિને ઘર મોકલી દેવતાઓ યોગ્ય મેવો મંગાવે તે ખાતાં; ને તેમાંથી લુંડીને પણ આપતાં હતાં. એટલે લુંડીએ વીચારયું કે જે છે તે આ વીંટીમાં છે, માટે તે હાથ કરયા વનાં કાંઇએ કામ સરશે નહી. તેથી એક દીવશ રાણીને કહ્યું કે દીકરી આ વીંટી તારા ધણીનો હુકમ માને છે તેમજ તારો પણ માને છે કે નહી, તે જાણવા વીંટી માંગી લેની? તેથી સોના રૂપાના વાલવાળીએ પોતાના ધણીને કહયું કે તમે જંગલમાં શીકાર રમવા જાઓ છો તે પછવાડેથી અમને

ભુખ લાગે, અગર અમને કાંઇ જોઇએ તે હું શું કરૂં? માટે તમારી વીંટી મુને આપો. તે વીંટી આપવાની સોદાગરે ના પાડી તેથી પેલીએ જવાબ દીધો કે તમારા મનમાં દગો છે માટે આપતા નથી. એમ કરતાં ટાપાટીપી થઇને રાણીએ બે ત્રણ દીવશ રૂશના કરયા, તેથી સોદાગરે કાયર થઇ ને વીંટી આપી, પછી તે હંમેશની માફક શીકાર કરવા ગયો. તારે પેલી સ્ત્રી વીંટીને કહે છે કે ઇંદ્રની વાડીમાંથી દાડમ લઇ આવ. તે મુજબ વીંટીએ જઇને દાડમ લાવી હાજર કરયાં. તે જોઇને લુંડી કહે છે કે દીકરી તારો તો હુકમ માને છે પણ જોઉં મારો પણ હુકમ બજાવે છે કે નહી? એમ કરી વીંટી પાસે એકાદ બે વસ્તુ મંગાવી, તે બન્ને ખાતાં જાય છે ને વાતો કરે છે. તે વાતમાં ને વાતમાં પેલી લોંડીએ વીંટી તો હાથે પહેરી લીધી ને કહયું કે ઉરાડ રે વીંટી! આ મહેલ સાથે હમને મારા રાજાના શહેરમાં!" કે મહેલ ખડડડ ઉડયો. આ દગાની સોના રૂપાના વાલવાળીને ખબર પડી તેથી તે રોવા લાગી. ત્યારે પેલી લોંડીએ કહયું કે તું શા વાસ્તે રડે છે? હું તો તને લઇ જવા સારૂં આવી હતી. તને મારો રાજાનો કુંવર ચાહે છે તે સાથ વરી આનંદ કર. પણ જંગલમાં કોઇ લોટપોટ જેવા સાથ રહી શું કરવાની છે? મુગી મુગી ખુશીથી વરીશ તો ઠીક અને નહીકર પરાને વરવું પડશે. પછી રાજાને સોના રૂપાના વાલવાલીએ સમજાવ્યો કે હું જંગલમાં એકલી પડી હતી ત્યાં મને કોઇ કુલીન જેવો માણસ મલ્યો હતો કે એના પાસથી છુટી કોઇ શેહેરમાં જઇશ તો હું બાર વરસ સુધી એકાંત પડી રહી ઇશ્વરની જંપના કરી પરપુરૂશનું મોંહ જોઇશ નહી એવું વરદાન લીધું છે. તેથી રાજાએ તેને એક અલાઇદો મેહેલ બંધાવી આપ્યો. મહેલ ઉડયો. જે વેલાએ બીલાડી ફરવા નીસરેલી હતી એટલે તે બારજ રહી ગઇ ને પોપટને જેવી સાન થઇ તે કાંઇ દગો થયો છે તેવોજ બારીએથી બાર ઉડી ગયો. સોદાગર શીકારથી પાછો આવી જુએ છે તો મહેલ મળે નહી ને વીંટી પણ ગયલી. એટલે જંગલ

વિશે "હાય! વીંટી હાય! વીંટી" કરતો શોકમાં પડ્યો. ખાતો નથી, પીતો નથી ને શોકમાં ને શોકમાં એક દીવસ ગયો, બે ગયા ને ત્રણ ચાર ગયા કે શુધબુધ પણ ઉડી ગઇ. ત્યારે પોપટ ને બીલાડી તેના શોકમાં જે પોતે પણ શોકાતુર બેઠાં હતાં તેમાંથી પોપટ ઉડી સોદાગરની છાતી ઉપર જઇને બેઠો. સોદાગરે પૂછ્યું–"તું કોણ છું અલ્યા!" ત્યારે પોપટ બોલ્યો—"એ તો તારો હીરામણ પોપટ! તું આટલો શોકાતુર કાં બેઠો છે–હું તને તારી વીંટી ને બાયડી બંન્ને લાવી આપું. પણ તું ખા પી ને દેહની જતન કર, નહીંકર હું લેવા જાઉ ને તું મરી જાય તો મારી મહેનત ફોકટ જાય." સોદાગરને વીંટી મળવાની આશાથી જીવ આવ્યો એટલે ખાઇ પીને જીવ ઉગારવાનું વચન આપ્યું. પછી પોપટ ને બીલાડી શહેરે શહેર શોધવાને નીકલ્યાં. બીલાડી ઘરેઘર ભોંય તલ્યે ખોલે ને પોપટ માળા માળાએ ઉડીને જુએ ને સંધ્યાકાળ થતાં બીલાડી ને પોપટ શહેરની પાદરે ભેગાં થઈ પોતાની ખબર એકમેકને આપતાં. ને પછી એક શહેર છોડી બીજે શહેર જઇ શોધ કરતાં ચાલ્યા. એમ કેટલેક દીવશે જ્યાં સોના રૂપાના વાળવાળી ગઈ છે ત્યાં પુગાં. બીલાડી તો ભોંય-તલીએ ખોલી ખોલીને નીરાશ થઇ પાદરે જઇ ઉભી; પણ પોપટને હવે એક માળે સોના રૂપાના વાળવાળી નજરે પડી એટલે તે સાથ રોકાઅજ રહ્યો. થોડીક વેળા વાટ જોઇ બીલાડી પોપટને શોધવા શહેરમાં પાછી આવી ને માળાએ માળાએ ફરતાં એક મોહલમાં પોતાની બાઇ ને પોપટ બંન્ને મલ્યાં. ત્યારે પોપટ બોલ્યો—"બહેન બીલાડી! તારીજ અમને ગરજ પડી છે."

હવે ચંડાલ લોંડીએ જ્યારે સોના રૂપાના વાલવાળીને પોતાના રાજાને સોંપી ત્યારે વીંટી પોતાની પાસે રાખી હતી. વીંટી પાસ ધન મંગાવી કેટલુંક ભેગું કરયું પણ પછી વીંટી કોઈ ના લઇ જાય તેવા હેતુથી પોતાના સુવાના ઓરડામાં માથાં ઉપર છીકું[1] કરીને તેમાં

---

૧ છીકું=સીકું.

સુઝી રાખતી. એક દીવશ ઉંદરો છીકાં ઉપર ચહડી વલ્યા. તે વીંટી લઇ જઈ પોતાના ડરમાં લઇને રાખી, પોપટે જતાંવારમાં પહેલ વહેલી વીંટીની ખબર પુછાવી ને તે એની પેરે કે પેલી લોંડીને એકલી તેડાવીને સોના રૂપાના વાલવાળી પાસ લીલા વાંસનાં માર મરાવીને પુછાવ્યું કે "બોલ વીંટી કયાં છે?" ઘણોએ માર મારતાં પણ તેણે એકની એકજ વાત કરી કે વીંટી તો ઉંદરા ઘસડી લઈ ગયા છે. તેથી ખરૂ માની અંતે તેને છોડી મેલી હતી. તેજ ઉપરથી જ્યારે બીલાડી આવી પુગી ત્યારે પોપટે કહ્યું કે તારીજ ગરજ હતી. હવે બીલાડી લોંડીને ઘર ગઇ ને ઉંદરોની ખોળ કરતી રહી. તો જાણ્યું કે નીત મધરાત્રે ડરમાંથી ઉંદરનો રાજા આવે ત્યારે વીંટી બાર લાવી તે આગળ ઉંદરો ઘડી અધ ઘડી નાચ કરીને પાછી ડરમાં લઇ જતા હતા. એટલે બીજે દીવશે જેવા રાત્રે ઉંદરો ડરમાંથી નીકલી નાચ કરવા જાય છે તેવી બીલાડીએ તલપ મારી વીંટી ઝોંટી લીધી ને ઉંદરો ભાગી ગયા. વીંટી લઇને બીલાડી સોના રૂપાના વાલવાળીના મોહલે આવી પોપટને દેખાડી. પછી પોપટ કહે કે હું વીંટી લઇને ઉડીશ ને બીલાડી કહે કે તું પંખેરૂ મોહમાં લઇને ઉડતાં દમ ભરાઇ આવ્યો તો કેથે દરયા બરયામાં નાખી દઇશ. પોપટે તો જક લીધી કે હું તો હવામાં અધર ઉડીશ પણ તું જમીન પર ચાલનારી તને કોઈ પકડશે તો વીંટી પાછી જતી રેહેશે. એમ કરતાં પોપટ મ્હોંમાં લઇને ઉડયો ને તેની વાંસે વાંસે બીલાડી દોડતી પોતાના ધણી પાસે જાય છે. વચમાં દરીઓ આવ્યો ત્યારે બીલાડી તરતી ને પોપટ ઉપરથી ઉડતો જતાં હતાં.

માર્ગમાં તે પોપટને તૃષા બહુ લાગી. તેથી પાણી પીવા ગયો ત્યાંહાં વીંટી ચાંચમાંથી નીકળી પડી, તેવીજ એક માછલી આવી તે ગળી ગઇ કે પોપટ નીરાશ થઇ વલ્યો. ત્યાંહાં બીલાડીએ તેના ઉપર કેટલોક તિરસ્કાર નાખ્યો ને કહ્યું કે હવે ઉડીને પાસેના શહેરમાંથી

એક ચોથીઉં[1] રોટલી લઈ આવ કે માછલીને પકડી તેના પેટમાંથી વીંટી લઇએ. પોપટ ગયો ને ચોથીઉં રોટલી લઇ આવ્યો એટલે બીલાડીએ પોપટને કહ્યું કે આ રોટલીનો કકડો તું કમરપુર પાણીમાં નાખ. પોપટે પાણીમાં જેવો કકડો નાખ્યો કે પેલી માછલી આવી લેવા ગઇ કે બીલાડીએ તેને પકડવા સારૂ પછવાડે તલપ મારી. પણ માછલી તો ઊંડાં પાણીમાં તે રોટલીનો કકડો લઇને ઊતરી ગઇ. તેથી બીલાડી પાછી ઉપર આવી એટલે પોપટ તેને ચાંચ મારવા લાગ્યો. "રાંડ અભાગણી! હાર ખાઇને આવી." પાછો બીલાડીએ રોટલીનો કકડો મંગાવ્યો ને પોપટ ફરી લાવ્યો ત્યારે બીલાડીએ તે હવે માથોડાં પાણીમાં નખાવ્યો. પછી જેવી માછલી આવીને રોટલીનો કકડો લે છે તેવીજ બીલાડીએ એક હાથ વતે રોટલી ઝાલી રાખી ને બીજા હાથનો પંજો માછલીને માર્યો ને તેના પેટમાંથી આંતરડાં કહાડીને બાહર આણ્યાં. તે, પોપટને આપી કહ્યું કે જો આની અંદર વીંટી હશે, તે જોયું ત્યારે તેની અંદરથી વીંટી નીકલી. પોપટ તે લઇને ઊડી ગયો. ને જે ઠેકાણે પેલો સોદાગર હતો તે ઠેકાણે જઇ પુગો ને તેને આપી. ત્યારે તે સોદાગરે વીંટીને કહ્યું કે એક રાક્ષસ લાવ. તે મુજબ રાક્ષસ આવ્યો. તે રોજ પેલા રાજાના ગામમાં જઇને એક માણસ મારી આવે. એટલે રૈયત ત્રાહે! ત્રાહે! પોકારવા માંડી ને રાજા કાયર થઇ રાક્ષસ પાસે માગી લીધું કે જે જોઇએ તે લે પણ આ પ્રમાણે માણસ મારો નહીં. તેણે સોના રૂપાના વાલ-વાળીની વિતક કહી. ત્યારે રાજા બોલ્યો કે તેને મેં કંઇ નથી તેડાવી. મારા છોકરાએ તેડાવી છે—ત્યારે તે છોકરા પાસે ગયો એટલે છોકરો બોલ્યો કે એને મેં નથી તેડાવી પણ મારી માએ તેડાવી છે. પછી તેની માને મારી નાંખી ને સોના રૂપાના વાલવાળીને લઇ ગયો. પછી સોદાગરે વીંટી પાસ રાજાના જેવી સ્વારી મંગાવી ને તે સહીત

1 ચોથીઉં=ચોથો ભાગ.

ઠાઠમાઠથી પોતાનાં શહેર ભણી ચાલ્યો. એક બે મંજલ રહી ત્યારે પોપટે આગળથી ઉડી જઇ સોદાગરની માને કહયું 'ઓ મા! તારો દીકરો આવે છે.' ત્યારે મા બોલી—'જા મુવા! મારો દીકરો કયાંથી આવતો, એ તો કોઇ રાજા છે!' ત્યારે તો તેણે સઘલી વીતક કહી, ને જણાવ્યું કે વીંટીના જોરથી તે સુંદર પરી પરણી આવ્યો છે. એ વાતની શેહેરમાં વધાઇ થઇ ને રાજા પંડે તેને સામે લેવા ગયો. પછી રાજાએ પણ તેની એકનીએક છોકરી વરાવી તેને ગાદીનો માલેક ઠરાવ્યો.

# સ્ત્રી ચરીત્ર.

સ્ત્રીના વાંક હજાર, તોય તેને નવ હણવી;
ડહાપણ દશે હજાર, તોયે મુરખમાં ગણવી.
સતી શિરોમણી શુધ્ધ, તોયે જશ હીણી જારી,
હઇડે અધિકું હેત, તોયે તે નાખે મારી.
નારી અવગુણ ગણવા નહીં, ચતુર ન ગણવી ચૂકવી;
કવી સામળ સાચું કહે, છાની વાતમાં છેટે મૂકવી.

ત્રંબાવટી નગરીમાં વીરસેન કરીને એક રાજા રાજ કરતો હતો. તે રાજાને કામદેવ કરીને પાટવી કુંવર હતો. કુંવર મહા ચતુર હતો તેથી તેણે એક અરધો ધાવ[1] લખ્યો અને પ્રતીજ્ઞા લીધી કે જે કોઇ સ્ત્રી આ અરધા ધાવને પુરો કરે તેને પરણું, બીજીને પરણું નહીં. બ્રાહ્મણને ધાવ લખી આપ્યો કેઃ—

"મારગ આંબો મોહર્યો તે રાખ્યો કેમ જાય?"

અને કહ્યું મહારાજ ગામે ગામ જાવો ને તમે કોઇ ચતુર કન્યા મળે તો વધામણી લાવજો. એટલે રૂ. ૧૧ લાખ તમને મળશે. પછી બ્રાહ્મણ ધાવ બોલતો બોલતો ગામે ગામ આથડ્યો પણ કોઈ પુરો કરે એવું મળ્યું નહીં. પછી પોતે ઘર તરફ પાછો ફર્યો અને

---

૧ ધાવ=દોહરો.

નગરથી ૩ ગાઉને છેટે એક ગામ હતું તેની પાદરે શોકાતુર થઈ બેઠો. એટલામાં પન્યારથી ત્યાંના માનસીંગ નામે ગરાસીયાની પુત્રી માનસ્વરૂપ પાણી ભરીને જતી હતી. તેણે પુછયું, કેમ મહારાજ તમારે શું દુઃખ છે? બ્રાહ્મણ બોલ્યો બાઇ તું ચાલી જાની? હું આખી પૃથ્વીમાં ફર્યો તોય કોઈ મારૂં દુઃખ ભાગી શક્યું નથી ત્યારે તારો શો આશરો? ગરાશીઆણીએ ઘણી જક કરી તેથી મતલબ જણાવી બ્રાહ્મણ ધાવ બોલ્યોઃ—

"મારગ આંબો મોહર્યો તે રાખ્યો કેમ જાય?"

ત્યારે તે બોલી—અહો! એમાં શી મોટી વાત છે—લાવ તારો ધાવ ઉભી ઉભી પુરો કરી આપું તે તારા રાજાને જઇને દેખાડજે. ત્યારે બ્રાહ્મણ બોલ્યો—"બાઇ તું પુરો કરીશ તો મારી જન્મની આશ પુરીશ. મારો રાજા કાંઇ ન્હાનો સુનો નથી. તેની પછવાડે ૧૨ લાખ ફોજ ચડે છે અને તે ત્રંબાવટીના રાજાનો પાટવી કુંવર કામદેવ છે." નારીએ રાજાનું નામ સાંભળતાં તો તરતજ ધાવ પુરો કરયો, તે નીચે પ્રમાણેઃ—

"કે મન આંકસ ને તન હાથ્યો, તે આપો આપ રખાય!"

પછી બ્રાહ્મણ તે સ્ત્રીનું નામ ઠામ પુછી ચાલી નીકલ્યો. રાજાના રાજ મેહલમાં કુંવર હીંચોળા ઉપર હીંચકા ખાય છે ત્યાં જઇ ધાવની ચઅરખી આપી. કુંવર ધાવ વાંચીને બહુ ખુશી થયો ને પોતાના બાપને હકીકત કહી. પછી રાજાએ તે ગરાસીયાને તેડાવી માંગુ કરયું. બહુ ધામધુમથી અને દેશદેશના રાજાને તેડાવી રાજા જાન લઇને પોતાના કુંવરને પરણાવવા ગયો. ત્યાં લગ્ન ઘણા હરખથી કર્યું અને સામાવાળાએ ૧૫ દીવસ સુધી જાનને રાખી. પછી પોતે પરણીને ઘેરે આવ્યો. કે કુંવરે રાણીને કહ્યું કે જેવી રીતે ધાવ પુરો કર્યો તેવી રીતે ચાલ્ય—જોઉં શું થાય છે! પછી રાજા પાસેથી પોતે રજા લઇને બાસ છ માસ બહાર ફરવા નીકલી ગયો અને સ્ત્રીને શેહેરની બાહર

વિશાલ તલાવ હતું તેની મધ્યોમધમાં એક સ્થંભે મેહેલ બાંધી આપીને તેમાં રાખી.

એ વાતને એમ કરતે કરતે છ વરશ થઈ ગયાં. કન્યા ભર જોબનવંતી થઇ, ને બપાઇયા મેઘને સંભારે છે તેમ પોતાના સ્વામીને પીયુ પીયુ કરતી સંભારે છે. એમ કરતે એક દીવસ એક લાખા વણજારની પોઠ આવીને મેહેલથી ગાઉ એકને છેટે પડાવ કર્યો. તેનો એકનો એક છોકરો એક દહાડો ઘોડો ખેલાવતો ખેલાવતો રાણીનાં મેહેલ પાસે આવી પોહોંચ્યો. હુનાલાનો દાહાડો છે ને એણે મહા રમણ્ય અને સ્વચ્છ પાણીવાલું તલાવ દીઠું એટલે સીપાઇને કાંઇ સમઝાવી નાહવા પડયો. પાણીમાં તરતો તરતો મહેલ નજીક ગયો ત્યારે નારીએ બારી-એથી તેને દીઠો એટલે કંદર્પ સરીખી કાયા જોઇને મોહીત થઈ ગઈ. વણજારાએ પણ ઉચું જોતાં એ જણની નજર સામાસામી મલી એટલે નારીએ પાનમાં લખી, કે "જો તું મહેલમાં નહીં આવું તો તારે માથે સ્ત્રી હત્યા ને ગઉ હત્યાનું પાપ" કરી તે મગ નાખ્યું. તે તેણે ચતુરાઇથી ઝીલી લીધું. પછી પોતે ઘર જઇ તંબુમાં દુઃખીત જેવો થઇ સુઈ ગયો. જમવાની વખત થઇ એટલે ઉઠયો નહીં. એટલે તેના બાપે પુછયું "બાપા શું થયું છે-તને કોઇએ આંગલી લગાડી હોય તેનો પોહોંચો કાપી નાખું-તું શા માટે જમતો નથી, તેનું કારણ કહે!" ત્યારે છોકરો બોલ્યો નહીં, અને પેલું પાન દેખાડયું, તે વાંચી વણજારો બોલ્યો "ફીકર નહીં, તુંને ત્યાં મોકલાવી આપીશ." પછી છોકરે જમી લીધું અને તેનો બાપ ઘોડેસ્વાર થઇને ગામમાં ગયો. શેહેરમાં જાતાં જાતાં વેલદાર[1] લોકોના ફળીયામાં જ્યાં ૭૦૦ ઘર હતાં ત્યાં પુગો. વેલદાર લોકો વણજારાને જોઇને ખુશી થયા અને આવકાર દીધો. પછી એ લોકોએ પુછયું "નાયકજી[2]! શી ફરમાશ છે!" નાયકજીએ તે લોકનાં પટેલ સાથ એકાંત કરીને હકીકત જણાવી કહયું જે મારા તંબુથી તે ગામ બાહાર એક સ્થંભો મહેલ

૧ વેલદાર=સરંગ પુરનાર. ૨ નાયકજી=કાફલાનો વડો.

છે ત્યાંથી સુરંગ ખોદી આપો, તો મારી પોઠનો ચોથો ભાગ આપું. પેલે હા કહી અને ૧૨ જણ વણજારાનાં તંબુ આગળ આવ્યા અને તંબુની આસપાસ પહેલવહેલો કોટ ચણ્યો અને ૨૭ દહાડે સુરંગ તળાવ સુધી ખોદાઇ રહી. પછી મેહેલની અંદર બારણું મુક્યું અને બરોબર રસ્તો કર્યો. ને જગોએ જગોએ દીવા કરી વણજારાએ છોકરાને મોકલ્યો–"જા ! પણ સંભાળ રાખજે." પછી છોકરો ગયો અને બારણાં બાહર છાતી કહાડીને બોલ્યો કે "બાઈ સલામ ! જો મ્હેલમાં આવ્યો છું !" રાણી બોલી "ના, બરોબર માંહે આવ." પછી ઓરા આવ્યો કે બાઇએ હાથ પકડી પલંગ પર બેસાડ્યો. પેલાએ ના પાડી ત્યારે નારીએ ધમકી આપી કે જો નહીં બેસીશ તો બુમ મારીશ તો સીપાઇ પકડીને રાજા પાસે લેઇ જશે ને તને ગરદન મારશે.

પેલાએ ધાસ્તી ખાધી અને ઉપર આવ્યો, પછી બે જણાએ પાન સોપારી ખાધાં અને ઇશક કીધો. પછી એક બીજાનો જીવ મલ્યો અને રાણીનાં હીંચકા પાસેથી સુરંગને રસ્તે વણજારાના પલંગ સુધી દોરડું બાંધી સોનાના ઘંટા રાખ્યા. પછી જ્યારે એક બીજાને બોલાવતાં ત્યારે ઘંટ વગાડતાં એટલે બંન્ને ભેગાં થઇ મઝો કરતાં.

હવે શહેરમાં કોઈ જોગી અખંડ ભભુત લગાવીને તથા જટાનો માથે અંબોડો વાળીને ફર્યા કરે છે, ને બોલતો જાય છે—"અબે ! સબ બંદી, એ સબ બંદી, એક ના બંદી મેરી ચંદ્રકળા !" બાવો શા અર્થથી ઉપલું વાકય બોલે છે તેની શહેરમાં કોઈને સમજ પડતી નથી. કુંવરના કાને પણ એ ચાર દીવસ સુધી વાકય પડ્યું પણ માએનો શમજેઓજ નહીં. એક દીવશે બારીએ ઉભો વીચાર્યું કે આ કોઇ કલાવાન બાવો છે માટે એની પછવાડે જાઉં. પછી રાજા અંધારપછેડો ઓઢી પછવાડે ગયો. બાવો આગલ ને રાજા પછવાડે એવી રીતે શહેરની બહાર ગાઉ ૩–૪ સુધી ગયા. ત્યાં એક ટીંબો[૧]

---

૧ ટીંબો=ટેકરો.

હતો, તેની ઓથે બાવો બેઠો અને તરત દાબડી જટામાંથી કાહડી ને ઉગાડી એટલે દાબડીમાંથી એક સ્ત્રી આવી. તે પગે લાગીને ઉભી રહી ને પુછ્યું—"કેમ બોલાવી મહારાજ!" બાવો બોલ્યો કે રસોઇ કરવી છે. પછી બાવાને ગાંજો ભરીને હુકો આપ્યો ને પોતે રસોઈ કરવા બેઠી. બાવો હંમેશ પ્રમાણે હુકો પીતો પીતો ઉંઘી ગયો ને સ્ત્રી રસોઈ કરી રહી. પછી પોતાના ગલામાં એક માદલીયું હતું તે કહાડ્યું ને ઢાકણું ઉઘાડ્યું એટલે તેમાંથી એક છેલ પુરૂષ નીકળ્યો. બંન્ને જણાએ પહેલું ભોજન કરૂં તેમાં એકેકે બબે લાડુ ખાધા ને પછી રંગ ભોગ કરયો. બે ત્રણ કલાક ગયા કે બાવાની ઉઠવાની વખત થઇ ત્યારે સ્ત્રીએ પુરૂષને સંતાડયો અને પછી બાવાને ઉઠાડ્યો. આ બધું જોઇને રાજા તો બહુ આશ્ચર્ય પામ્યો—"ઓઅ! ઓઅ! બાવાનું બોલવું હવે સમજ્યો. બાવો પોતાની બાયડીને જટામાં રાખી ફરે છે. તે જાણે કે બધી બાયડી વંઠી છે પણ મારી ચંદ્રકળા નથી વંઠી, પણ બાવો સાવ મુર્ખો છે." બાવાને ઉઠાડી પછી સ્ત્રીએ બે પત્રાલાં નાખ્યાં. એકમાં બે લાડુ બાવાને વાસ્તે મુકયા અને પોતાને વાસ્તે ા લાડુ મુકયો. ત્યારે બાવે કહ્યું "અર્ધા કાઉક ખાતી હે?" સ્ત્રી બોલી "મહારાજ હમ અબળાકુ થોડાસીજ ભુખ હુએ?" ત્યારે રાજા મનમાં બોલ્યો "જો આ રાંડે પહેલા બે લાડુ ખાધા છે તો બીજો કયાં ઘાલે એટલે ા ખાઇને બાવાને મીતાહારીપણું દેખાડે છે!" પછી રાજા આ તમાસો જોઈ વીચારમાં ને વીચારમાં ચાલી નીકલ્યો. વીચાર્યું જે આ રીતે કબજ રાખતાં પણ આ સ્ત્રીને યાર છે ત્યારે મારીને પણ કોઇ હશે. કહેવત છે કે ઘેર ઘેર માટીના ચુલા છે. પછી રાજા બીજે દહાડે કચેરીમાં બેઠો છે અને ત્યાંથકી જોગી નીકલ્યો અને રોજ પ્રમાણે બોલતો ચાલ્યો કે કુંવરે જોગીને બોલાવી ફરમાવ્યું કે તમારે આજ હમારે ત્યાં જમવું. પછે હોકમ કીધો કે "અહં! કોઈ દાસીને કહો કે એક સ્થંભો માલીએ જઇને રાણીને કેહે કે રાજા તમારે મોહોલે પધારશે, માટે છ માણુસની રસોઈ

કરજો." દાસીએ વીચાર્યું જે રાજા તો જમનાર હશે તો જમશે પણ મારે તો રૂ. ૨૦૦ ની સાડી આવશે. તેથી તે ઝટપટ એક સ્થંભે માલીએ જઇને રાણીને કહયું. પોહરેક થયો એટલે રાજા અને સાધુ મહેલમાં ગયાં. રાણી ધની સાથે સાધુને જોઇ કાંઇક વીચારમાં પડી. પછી જ્યાં ૩૨) થી રસોઇ અને ૩૩ સાં શાક તયાર થયાં એટલે રાજાની તથા બાવાની પત્રાળીઓ નાખી. ત્યાં રાજાએ પુછયું "તમારૂં કોઇ આશ્રાંગત હોય તે કાહડો." બાવો બોલ્યો, "હે! રાજા હમારા શીવજી બીના દુસરા કોઈ નહીં." પછી રાજાએ ઘણા વાના કર્યા. એટલે બાવાએ પોતાનો ચોટલો છોડયો અને માંહેથી દાબડી કહાડીને ઉઘાડી એટલે એક સુંદર સ્ત્રી નીકલી. તે સ્ત્રીનુ પણ જોડે પત્રાલું નાંખ્યું. પછી તેની જોડે બીજું નાખવાનો હુકમ કરી હવે એને કહયું કે "તમારે આશ્રાંગત હોય તો કહાડો." સ્ત્રી બોલી મારે તો બાવોજ છે ને બાવો બોલ્યો "હમ બીના લુગાઇકા આશ્રાંગત ગંત દુસરા કોણ હુવે!! રાજાએ જોગીડાને વકારી કાહડી સ્ત્રીને કોરડો હાથમાં લઇ સંજ્ઞા કરી કે નહીં કાહાડો તો આનો માર પડશે. નારીએ ધાસ્તી ખાધી અને તરતજ યારને કાહડયો. પછી બાવો ભોઠો પડી સ્ત્રીને ગાલો દેવા લાગ્યો. ત્રણેને જમતા કરી રાજા પોતે હીંચોલા ખાટ ઉપર જઇ બેઠો છે. તે પાસે દોરડું બાંધેલું જોઇને તે ખેંચી હીંચકા ખાવા લાગો એટલે પણે ઘંટ એકદમ વાગો. વણજારો સમજયો કે મારી કાંઇ બહુ તાકીદ છે તે ભોંયરાં વાટે આવી તરતજ બારણું ખોલી બાહાર આવીને ઉભો. એટલે બાવા અને રાજાને દીઠા તેથી પાછો નાહાસીને ભરાઇ જવા જાય છે, તેવીજ રાજાની નજર પડી કે તે બોલ્યો, "ઉભો રહે ચોર! જઇશ કયાં?" એમ કહીને તેને પકડયો ને રાણીને કહયું કે આ તમારો યાર છે. માટે તમારાં પણ બે પત્રાલાં નાખો. વણજારો તો બીહીકથી ધ્રુજતો હતો. તેને રાણીએ ઇસારત કરી કે બીહીશ નહીં, તને કાંઇ થવાનું નથી. વણજારાને પછી કાંઇક હીંમત આવી તેથી જરા જમવા લાગ્યો અને

સર્વે જમી રહયા પછી રાજાએ રાણીને બોલાવીને કહ્યું કે "તમને હમે પારખ્યાં." પણ બોલ હવેથી તમને હમે વાહલા કે આ પુરૂષ? રાણીએ કહ્યું "રાજા ભુખ લાગે ત્યારે કોદરાનો રોટલો વાસી હોય તોય સારો લાગે છે." તમે અમને પરહરી એટલે આ પુરૂષનો સંગ કરવો પડયો પણ વહાલા તો તમેજ? પછી રાજાએ રાણીને સાબાશી આપી અને વણજારાને કહ્યું કે તું આજને આજ તારી પોઠ હાંકી જા —નહીકર લુંટી લઇને તને ગર્દન મારીશ. એટલે વણજારો ત્યાંથી ચાલી ગયો. બાવાની બાઇડીને કહ્યું કે "તું બત્રીશ લક્ષણનો મુકીને બાવાશે રહી શું કરીશ?" તે સ્ત્રી તેના યારને સોંપી આપી. તેથી તે ખુશી થઇ બંન્ને હવેથી ધણી ધણીઆની થઈ ભેગાં રહયાં. બાવાને દંઠા કરી કાહડી મેલ્યો ને ફરીને પેલું વાકય બોલીશ તો જટા મુડાવીને શીક્ષા કરવા કહ્યું:—

* અન મિલતી જોઇ કરત, તાહી કૌ ઉપહાસ,
જૈસેં જોગી જોગમેં, કરત ભોગકી આસ.

અને પોતે એક સ્થંભા મહેલમાંથી રાણીને શહેરમાં લઇ ગયો અને ત્યાં ખાઇ પીને રાજ કર્યું.

---

* ન મળી શકે તેવું કરે તો તેની સહુ મશકરી કરે છે—જેમ જોગી જોગમે ઘરબાર થવાની આશા કરે તેમ.

# હરીપદમ.

ત્રંબાવટી નગરીમાં ત્રંબકસેન નામે રાજા રાજ કરતો હતો. તેની રાણીનું નામ હંશાવલી હતું. તે રાણી અને રાજાને એટલું હેત હતું કે એક બીજાં જુદાં પડતાં નહી. ખાવું પીવું એશઆરામ મોજ મજાથી દિવસ ગુજારતાં. ને સાંજની વખતે બાગમાં ફરવા જાતાં. તેવામાં એક દિવસ બાગમાં બેઠાં છે, ને સોકટાંબાજી બન્ને જણ રમે છે. ને તેનાથી વેગળે બે હંસ આવ્યા. તેને જોઇને રાજા કહે છે કે "આ બે ગરૂડ જુવાનીઆ છે." ત્યારે રાણી બોલી કે, "હૈયૂં ફુટયું છે? ગરૂડ કયાં છે? એ તો હંશ છે." રાજા કહે કે એ તો ગરૂડ ને રાણી કહે કે એ તો હંશ, એવી બન્નેને ઝકાઝક[1] થઇ. તેમાંથી હોડ પડી ને રાજાએ કહ્યું કે હંશ હોય તો હું બાર વર્ષ સુધી દેશવટો ભોગવું, અને રાણીએ કહ્યું કે ગરૂડ હોય તો મારે બાર વરષ સુધી દેશવટો ભોગવવો. એ વાત કબુલ કરીને રાજાએ પોતાની પાસેનો ચાકર મોકલ્યો ને રાણીએ તંનની દાસી[2] હતી તેને મોકલી. તેઓ ત્હાં જઇને જુવે છે તો હંશ દીઠા એટલે ચાકર દાસીને કહે છે કે "રાંડ જો હંશ કહીશુ તો રાજાને દેશવટે જવું પડશે, ને રાજ સુનુ પડશે. ને ગરૂડ કહીશુ તો રાણીને જવું પડશે, ત્યારે રાજા તો બીજી પણ રાણી લાવશે. માટે કેમે કરી રાજા રહેશે તો હું તને બે હજાર રૂપિયા

---

૧ ઝકાઝક=બોલાચાલી. ૨ તનની દાસી=હજુરની વ્હાલી દાસી.

અપાવીશ—જો તું આટલા દહાડાથી છું પણ કોઈ દિવસ બે હજાર રૂપિયા દીઠા નથી!" આ પ્રમાણે સ્ત્રીએ રૂપિયાની લાલચથી બોલવાઇને તેમ કહેવાનું કબુલ કર્યું. એટલે બંન્ને રાજારાણી પાસે આવ્યાં. રાજાએ પુછ્યું કે કેમ શું છે? ત્યારે ચાકર બોલ્યો કે હું શું કહું? આ એમની દાસીને પુછો તેજ કહેશેઃ

*સબૈ સહાયક સબળકે, કોઉ ન નિબળ સહાય,
પવન જગાવત આગકો, દીપહી દેત બુઝાય.

ત્યારે દાસીને પુછ્યું, એટલે કહ્યું કે એ તો ગરૂડ છે. તે સાંભળી રાણી ચડાક દેતી ઉભી થઇ "હે રાજા હવે રામ રામ છે. મારે રેહવું નથી. દેશવટે જઇશું"! રાજા કહે છે કે એ તો આપણે હશીએ છીએ, એમાં શું? રાણી કહે કે "હું તો જનારી, કેમકે આજ એમ કહો છો પણ વખતે બીજી રાણી લાવો ત્યારે મને મેણું મારશો. માટે હવે મારાથી રહેવાય નહિ." રાજાએ ઘણું કહીઉ પણ રાણીએ માન્યું નહિ. રાજાનો જીવ રાણીથી બંધાએલો છે પણ રાણીની હઠથી લાચાર થયો. ને રાણી ચાલી નિકલી ત્યારે એટલુંજ બોલી "હે રાજા મારા પેટમાં બે માસનો ગર્ભ થયો છે. તે જણાવી જઉં છું કે ઇશ્વર કરેને સંતાન થશે." રાણી જાય છે, હવે રાજા જુવે છે. તે ચાલતાં ચાલતાં ચાલી ગઇ એટલે રાજાએ તો પુંઠે જાતાં બોલવા માંડયું કે "એ જાય! એ જાય!" કરતાં જ્યારે દેખાઇ નહિ, ત્યારે કહ્યું "ઓ ગઈ!" પછી રાજા તો દીવાનો થયો, ને હમેશે બોલ્યા કરે છે કે "એ જાય! એ જાય! ને ગઇ!" કચેરી ભરતો નથી, રંગરાગ મચતો નથી ને લવ્યા[1] કરે છે.

હવે રાણી ચાલી ચાલી જાય છે. બીજો દીવસ ઉગ્યો છે, સૂર્ય તપે છે, તરસ લાગી છે, ને મહોડું સુકાઇ ગયું છે ને થાક પણ

* તમામ જબરાના સહાય થાય છે, પણ નબળાનું કોઈ નહી—જેમ પવન છે તે પણ આગને પ્રકાશમાન કરે છે ને દીવાને બુઝવી નાખે છે.

૧. લવવું=બકબકારો.

લાગો છે. એટલે સમુદ્રને કીનારે આવી ત્યાં એક મગર પડેલો. તે રાણીએ જાણ્યું કે પથ્થરાની સલ્યા ઉપર ચડી મ્હોડું ધોઉં ને પછી બાઉ ! એમ કહી મગર ઉપર ચહડી મ્હોડું ધોઇ બેઠી છે. થોડી વેલા થઈ કે મગરે જરાક પાસું હલાવ્યું. એટલે હંશાવળી વિચાર કરે છે કે "આ સીલ[1] કેમ હાલી—શું દેવ કોપે છે કે શું ?" એમ કરી નીચે ઉતરી જોયું કે કેમ હાલી, તો મગરે પાસું ફેરવ્યું છે. ને રાણી ને મગરની દૃષ્ટિ એક થઇ ત્યારે મગરે કહ્યું કે "તું કોણ છુ ? દાકણ[2] છુ, જક્ષણી છુ, ચુડેલ છુ કે કોણ છુ ? તું અહિં કેમ આવી છું !" એણે તો કોઇ વખત મગર દીઠેલો નહિ તેથી બોલા કે "ભાઇ હું દાકણ નથી, ને જક્ષણી નથી; પણ કાલા માથાનું માનવી છું. હું હંશાવલી રાણી છું, ને વખાની મારી અહિં આવી છું." ત્યારે મગર બોલ્યો કે, "હું મગર દેવ છું. તે તને નહિં મારૂં, પણ તું કેમ આવી છુ ?" પછી એણીએ વાત કરી કે, હું ત્રંબાવટીના ત્રંબકસેન રાજાની રાણી હંશાવલી છું. ને અમારે હોડ પટ્યાથી બાર વરસને દેશવટે નીકળી છું. ત્યારે કહ્યું કે "તું મારી ધર્મ બેહેન થઇને ચાલ, તને હું ઉની આંચ[3] આવવા નહિ દઉં. હું પાણીનો રહેનાર છું; પણ તારા પગની પાની[4] પરાળવા[5] નહિ દઉં.

* આપ બુરે જગ હૈ બુરૌ, ભલૈ ભલે જગ જાની,
તજત બહેરા છાંઇ સબ, ગહત આંબકી આનિ,

મારી પીઠ પર બેશ, રાણી પીઠ ઉપર બેઠી છે ને મગર સમુદ્રમાં લેઇ જાય છે. તેવામાં સમુદ્રની વચે એક ખબસુરત બેટ આવ્યો, તેમાં ઉતારી. ને હંશાવલી જુવે છે તો મોટા સાત સાત માળના

૧. સીલ=પથ્થર. ૨. દાકણ, જક્ષણી, ચુડેલ=મુવા પછી સ્ત્રી જે થાય છે તે. ૩. ઉની આંચ=થોડુ પણ દુઃખ. ૪. પાની=પગની એડી. ૫. પળાસ્વું=ભીણવવું.

* પોતે ખોટા તો બધો જગત ખોટો ને પોતે સારા તો બધી દુનીયા સારી, જેમ તાડનો છાંય મુકીને સર્વ કોઈ આંબાની છાયે બેશે છે.

મહેલ બભકબંધ[1] ચીત્ર વિચીત્ર રંગથી રંગેલા જાણ્યાં પણ તેમાં જ્યાં જુવે ત્યાં કોઇ માણસ માલમ પડયું નહી. આ જક્ષણીઓના મહેલ હતા, તેથી તેમાં હંશાવલીને જ્યાં જુવે ત્યાં બીક લાગવા માંડી. તેથી પાછી વળીને મગરને કહ્યું કે ભાઇ એ મહેલમા ના રહું, મને તો બીક લાગે છે. ત્યારે મગરે કહ્યું કે ના ફાવતું હોય તો ચાલ, બીજે ઠેકાણે લેઇ જાઉં. પછી મગરે પાછી વાંસા ઉપર એસાડી. ને પાણીમાં ને પાણીમાં ચાલતાં બીજે બેટ આવ્યો, તે ઉપર લાવી મુકી. "જો બેહન આ ઇન્દ્રની અપછરાના મહેલ છે, તેમાં રહીશ?" ત્યાં જુવે છે તો રૂપાળા સાત મેહેલ ઝુકી રહ્યા છે, ને એક કાળકાનું દેહેરૂં સુંદર છે, ને અલૌકીક[2] શોભા છે. તે જોઇ એના મનને આનંદ થયો. પણ મગર કહે કે "આ કાળકાના દેહેરામાં બારો અડકાવીને પેશજે, નહી તો પરીયો આવીને તને ખાઇ જશે. ને તું પેશે પછી તને ગમે તે કહે તોપણ કમાડ ઉઘાડીશ નહી. તને પહેલું તો ખાઉં ખાઉં કહી ડરાવશે. પછી લલચાવી બાર ઉઘાડવા કહેશે તોય ઉઘાડતી નહીં. ને કહેજે સોગન ખાઓ તો ઉઘાડું; ને તે ગમે તેવા સોગન ખાય તે કબુલ કરવા નહિ? ને બોલજે કે એ સોગન ખાઉ તોજ તમને માનું. પછી કાલકાદેવીના ને મગરભાઇના સમ ખવરાવીને ઉઘાડજે." આ તો "ઠીક!" કહી દેહરામાં પેઠી. પણ તે જાતે મૃતલોકની[3] તેથી દેહેરૂ પુરવ દવારનું હતું તે પશ્ચમ દ્વારનું થઇ ગયું. એટલે ઇંદ્રની કચેરીમાં જહાં અપછરાઓ નાચ કરતી હતી ત્યાં તેમને પગ ગળવા[4] લાગ્યા ને આળસ આવવા માંડી. અને સારૂ નાચ ન થયું તેથી ઇંદ્ર કહે છે કે આજ આમ કેમ છે? તારે પરીઓ બોલી કે "કોણ જાણે મહારાજ અમારે ઘેર કોઇ વિઘન છે એવો સંશય અમને લાગે છે, માટે રજા આપો તો જઇને જોઇએ." ઇંદ્ર મહારાજે રજા આપી, ને સાતે પરી ખરર ખરર ઉડીને ત્યાં પોતાને ઘેર આવી.

---

૧. બભકબંધ=ભપકાદાર. ૨. અલૌકીક=સાધારણ નહી તે. ૩. મૃતલોકની=માનવ જાતની. ૪. પગ ગળવા=ચાલે નહી તેમ.

આ ઘરમાં જુવે છે તો જેમ છે તેમજ છે. પછી વિચારૂં કે ઘરમાં તો કાંઈ નથી થઉં, પણ જ્યાં કાળકાના દહેરા સામુ જુવે છે તો દેહેરૂ પશ્ચિમ દ્વારનું થઇ ગએલું દીઠું. એટલે જાણ્યું કે દહેરામાં કૌતક છે. દેહેરા પાસે આવી કહે છે કે "બાર ઉઘાડ! કોણ? દાકણ છું, સાકણ છું કે કોણ છું? હંશાવળી કહે છે કે "ડાકણ કે સાકણ નથી. મૃતલોકનું માણસ છું." ત્યારે કહે કે "બાર ઉઘાડ!" ત્યારે કહે કે નહી ઉઘાડું! ત્યારે પાછું કહ્યું કે તને હીરા માણક મોતી ઝવેર આપીશું. ને અમો સાત તેવી તને આઠમી કરીશું. તોય કહ્યું કે બાર નહી ઉઘાડું પણ સમ ખાય તો ઉઘાડું! તું કહે તેના સમ ખાઇએ. ત્યારે કહ્યુ કે મગરભાઇ અને કાળકાદેવીના સમ ખાઓ. ત્યારે અપછરાએ જાણ્યું કે આ મગરભાઇનાં વાનાં. તેથી તેને પુછયું કે તને મગરભાઇ લાવ્યા કે? હા, ત્યારે તેમણે સમ ખાધા એટલે બાર ઉઘાડયું. પેલીઓ એક ખુબસુરત સ્ત્રી દેખી રાજી થઇ. તેના સાથ મૈત્રી રાખી ફક્ત ઇંદ્રને ત્યાં જાય તે વેળ શવાય રાત્ર દિવસ સાથે રહે. એમ એક એકના જીવ મળી ગયા છે. એમ કરતાં છ મહિના થયા ને હંશાવળીને છોકરૂં જણાવાનો વખત આવ્યો. ત્યારે એક દિવસ પરીયો બેઠી છે ને હંશાવલીની આંખમાંથી પાણી પડવા લાગ્યું. ત્યારે પરીયો કહે છે કે બેહેન શા માટે રડે છે, તને શું દુઃખ આવ્યું ને જે દુઃખ હોય તે કહે. અમે તારૂ દુઃખ ભાગીશુ. પછી હંશાવલીએ લુગડાં વતે આંસુ લોહીને[1] બોલી, કે "મારે મહિના છે તે છુટવાને મેહેનત જોઇએ તે તમો જાણો છો?" ત્યારે કહે ના, મહિના શા ને છોકરૂં શી રીતે થાય તે અમે સમજતાં નથી. ત્યારે તેણીએ વાત કરી. ત્યારે અપછરાઓએ જવાબ આપ્યો કે બાઇ અમે સમજતાં નથી; પણ તને છોકરૂં થશે તે વેળાએ જે કહીશ તે તારી ચાકરી કરીશું. ત્યારપછી સાતમાંથી એક જણી રાણી પાસે રહે ને છ ઇંદ્ર પાસે જાય. એમ કરતાં છોકરૂં

૧. લોહીને=લુછીને.

જણવાની વખત આવી; ત્યારે હંશાવલીએ કહ્યું કે "મને છુટવાની વખત છે, માટે જાઓ તમો ત્રંબાવટી નગરીમાંથી મારી દઇયણને[૧] તેડી લાવો!" ત્યારે તેઓએ પુછ્યું કે, "બાઇ દઇયણની નિશાની શો છે?" ત્યારે કહે છે કે એની પોળમાં વડ છે. પરીઓ ઉડી આવીને જુએ છે તો ગળીએ ગળીએ વડ દીઠા, એટલે એમાં તે કયા એની દઇયણ હશે, માટે લાવને બધું શેહેર લેઇ જઇએ, એમ વિચાર્યું." પછી રાત્રની વખતે સરવ શેહેર સુતું છે ત્યારે પેલીઓએ મંત્ર ભણી શહેરની આશપાસ ચાર આંટા ફરીને સોટી મારી કે બધું શેહેર ખડડડ કરતું દરીયામાં તણાંતું આવ્યું. પછી હંશાવલીને કહ્યું બેહેન તારી દઇયણને અમે ઓળખી નહિ. તેથી સારૂ શેહેર તારી પાસે લાવ્યું છે. તેથી જોઇ શોધી કહાડ! પછી હંશાવળીએ નજર ફેરવી ઘર જોઇ બોલી કે "આ મારી દઇયણનું ઘર!" એટલે તેઓ તેનો ખાટલો ઉપાડી હંશાવલીની પાસે લાવ્યાં ને તેને ઉઠાડીને કહ્યું કે ઉઠ, આ બાઇને છોકરૂં જણાવ. દઇયણ બોલી કે મને નાલિએર જોઇએ ને સાડલો ને મોતી જોઇએ તે આપશો? ત્યારે જવાબ આપ્યો કે તું કહીશ તે આપીશું. પણ અમારી બેહેનને છોકરૂં જણાવ. પછી દઇયણ છોકરો જણાવ્યો. એટલે તેના ખાટલામાં ઝવેર પોશે પોશે[૨] નાખ્યાં પણ દઇયણ હીણકર્મી એટલે તે સઘલાં ખરી પડયાં ને બે ચારજ ખાટલામાં રહ્યાં.

* ભાગ હિનકૌ દેવહૃ દેત, સુ લેત બનૈન,
દીઠ પરૈ જહાં બસ્તુ, તહાં ચલૈ મૂંદકે નૈન.

દઇયણને પાછી ઘેર મુકીને શેહેરને સોટી મારી ઉરાડયું કે હતું ત્યાં ગયું. વલતે દીવસે વલી હંશાવલી બોલી કે, બેહેન હવે જોશી જોઇએ. ત્યારે કહ્યું તે કયાં રહે છે? ત્યારે પોળની નિશાની

---

૧. દઈયણ=દાઇ. ૨ પોશો=ખોબો.

* ભાયગ હીણાને દેવ આપે તોપણ લેવાય નહી ને જ્યાં ધન વસ્તુ હોય ત્યાં આંખ વીંચીને ચાલે.

બતાવી. પરીઓ ઉડીને પોલમાં જુએ છે તો ઘણા જોશી દીઠા. પછી આખી પોળને સોટી મારી, ને લેઇને આવી કે "બેન, એમાથી તારો જોશી શોધી કહાડ." તે જોશીને ઉઠાડીને કહ્યું કે, આની ક્રિયા કરો. પછી જોશીએ મહુરત જોઇ ક્રિયા કરીને પોળ હતી ત્યાં મુકીને જોશીને ઝવેરાત આપ્યું. સાતમે દિવસે હંશાવલીએ કહ્યું કે, બેહન છોકરાનુ નામ પાડવા તેની ફુઇમા જોઇયે. ત્યારે કહે કે, તે કયાં રહે છે? ત્યારે જવાબ આપ્યો કે, દરબારના મહેલમાં જમણા હાથ ઉપર વળતાં આથમણો મહેલ છે તેમાં રહે છે. બાઇ રૂપાલી છે ને હાથે હેમની કડીઓ[1] છે. એટલે એઓ ઉડી આવી મહેલમાં પેશી જુએ છે તો ઘણી ઓરતો દીઠી. દરેક રૂપવંતીને હાથે હેમની કડીઓ, ત્યારે એમાં કોને કોઇ કહેવી, તેનો વિચાર સુઝો નહિ. તેથી ઠરાવ્યું કે આ મેહેલજ આખો ઉપાડી લેઇ જઇએ. એમ કહી મહેલ ઉરાડી લાવી, તેમાં ફઇને ઓળખાવીને જગાડી. ને કહ્યુ કે આ છોકરાનું નામ પાડ. ત્યારે ફઇ બોલી કે મને હીરામણની ચીર આપશો, અને હાર પહેરાવશો, અને નવી કાંચલી અપાવશો? તો નામ પાડું. બાઈ જોઇએ તે લેજે પણ નામ પાડ. ત્યારે ફઇએ હરીપદમ કરીને નામ આપ્યું. ને પોતાની કોટમાં સોનાનો દોરો હતો તે છોકરાને ગળે નાંખ્યો. ને પેલીઓએ તેને ટોપલા ભરી ભરી ઝવેર આપ્યાં ને પછી મહેલ હતો ત્યાં લાવીને મુકયો.

સવાર થઈ એટલે ફુઇના ખાટલાની આસપાસ ઝવેરના ટોપલા જોયા, તે તેની બેનોએ સંતાડયા ને આ ઉઠી.

* ખાય ન ખરચૈ સૂમ ધન, ચોર સબૈ લે જાય;
પીછૈ જ્યો મધુ મક્ષિકા, હાથ મલૈ પછતાય.

ફુઇ ઉઠતાંજ બોલી કે મેં આજ સ્વપનામાં હંશાવલીને દીઠી કે જાણે તેને છોકરો અવતર્યો છે ને મેં નામ આપ્યું. એટલે મને ઝવેરના

---

૧. કડીયો=સાંકલાં.

* કૃપણથી ધન ખવાય કે ખરચાય નહી ને અંતે ચોર ચોરી જાય— મધ વાઘરીના લઈ ગયા પછી મધમાખો પસ્તાયા કરે તેમ.

એ ચાર ટોપલા આપ્યા! ત્યારે તેની બેનોએ ઝવેરના ટોપલા સંતાડેલા તે બોલી કે "બેન એતો સ્વપ્નું. સ્વપ્નાની વાત કાંઇ ખરી હોય? ઝવેર આપ્યું તો તે ક્યાં છે?" ઝવેરના ટોપલા જુવે છે તો આસપાસ કાંઇ નથી ને ઉલટી દિલગીર થઇ. પછવાડેથી વિચાર આવ્યો કે ચાલ રાજાને તો જણાઉં, એમ કહી રાજાના મેહેલમાં જઈ બોલી, "ભાઈ આજતો મેં હંશાવલીને દીઠી કે જાણે તેને છોકરો થયો છે ને તેનું નામ મારી પાસે પડાવ્યું. તેનું નામ મેં હરીપદમ પાડયું ત્યારે તમે મને નાગપંચમીને દીને જે સોનાનો દોરો પેહેરાવ્યો હતો તે મારી કોટમાંથી છોકરાને આપ્યો. પણ ભાઈ, જોની! મને ઈનામમાં કાંઇ આપ્યું નહિ! એટલી વાત રાજાએ સાંભલી કે પાછો લવારા કરવા લાગ્યો. "ઓ જાય! ઓ જાય! ને એ ગઇ!" ને બીજીઓએતો અમથી સ્વપ્નાની વાત કાંઇ સાચી હોતી નથી એવું બોલી તેને વકારી[1] કાહડી.

હવે અહીં પરીઓ છે તે છોકરૂં કોઇ દિન જોઉ નથી એટલે એક રમાડે ને બીજી લે; તેની પાસેથી પાછી ત્રીજી લે ને ચોથી. એમ ઉછાલે ને રમાડે ને છોકરા ઉપર બેઉ હેત કરે છે. છોકરો માસીઓ માસીઓ કરા કરે છે ને માને તો ઓલખતો પણ નહિ. ને પરીઓ તો એની મા પાસે ફક્ત ધવરાવા લેઇ જાય છે. પછી છોકરો સાત આઠ વષનો થયો એટલે રોજ માસીઓને કેથે જતાં જુએ તેથી એક દીવશે પુછ્યું કે માસિયો તમે કયાં જાઓ છો? મને સાથે લેઇ જાઓ! કહી હઠ લેઇને બેઠો. ત્યારે વહાલો છે, તેથી ઈંદ્રના કચેરીમાં લેઇ ગઇઓ ને ઈંદ્રને વાત કરી. ઈંદ્ર છોકરાને જોઇ બહુ ખુશી થયા ને આશીસ દીધી. પછી તેને રોજરોજ તેડી જાય ને ઈંદ્ર પાસે બેસાડે, ને તે ઈંદ્રને મામા મામા કરી કહે ને રમે. પછી એક દીવસ ઈંદ્ર પાસે હાથ જોડી ઉભો રહ્યા કે મામા મારી અરજ છે કે મને જો એક ઘોડું હોય તો બે ઘડી ફેરવવું છે. ત્યારે ઈંદ્રને ત્યાં તો પાણી–પંખા ઘોડા છે. તે ત્રણ પગ ઉપર ઉભા રહે છે ને એક પગ ઉંચો રાખે

---

૧ વકારી=જંજેરી. કાહડવું.

છે. તે આ છોકરાને કાંઇ માલમ નથી તેથી એક નાનુ ટાટુ[1] છે. તે તરફ જોઈ બોલ્યો, "મામા આ ખોડીયાર ઘોડું મને આપી દ્યો!" ઇંદ્રએ તેને તે ઘોડો આપ્યો. તે ઘોડો લેઇ આવ્યો. રોજ ફરવા જાય અને પછે કોઇ પાસે જાય નહિ એવો તેને શોખ લાગ્યો. પરીઓ કહે કે "ચાલ ઇંદ્રની કચેરીમાં આવતો હવુ?" તો કહે કે આજ નહિ-કાલ આવીશ. એમ રોજ પરીઓને કહે પણ જાય નહિ. એવો ઘોડાનો શોખ લાગો છે. ત્યારે એક દિવસ પરીયો કહે કે "બેટા તું બધે જજે. પણ ઉતર દિશાએ જઇશ નહિ, શાથી કે ત્યાંનો પાર નથી ને તું ભૂલો પડીશ." "સારૂં માસી નહિ જાઉં" એમ કહી ઘોડો ફેરવો ને વલતે દિવસે વિચાર કર્યો કે લાવ આજ તો ઉતર દિશાએજ જઉ. બાળક છે તેને ના કહેવા ઉપરથી શોખ લાગ્યો. પછી ઉતર તરફ ઘોડો ચલાવ્યો ને જતાં જતાં એક મોટું શેહેર દીઠું. તેમાં મોટી મોટી હવેલીઓ છે, સરાફોનો હાટ છે, ત્યાં નાણાં પડયાં છે ને કાપડીયાની દુકાને કાપડ ભરયું છે, ગાંધીને ત્યાં તેલ ભર્યા છે, એમ સઘળે ઠેકાણે જણસ ભાવ આબાદ ભરી મુકયાં છે પણ કોઈ માણસ દીઠું નહિ. તેમાં એને મોટું અચરજ લાગુ કે આ શું? તમામ ચીજ છે પણ કોઇ માણસ નથી. પછી આઘો[2] જાય છે તો મધ્ય સ્થળમાં કોઇ મ્હેલ છે, તેની બારીએ એક રૂપનો ગોળો એવી બાર વર્ષની કન્યા દીઠી. તે કન્યા કહે "અરેરે તમો અહિં કયાં આવ્યા છો? આ તો મારા બાપ રાક્ષસનું શેહેર છે. તે તમને હમણાં આવી ખાઇ જશે" એમ કહે છે એટલામાં તો દૈત્ય ખાઉં ખાઉં કરતો આવ્યો. અને તે કન્યાએ જોઈ છોકરાનું કાંડુ ઝાલી ભડાક ઉંચકી લીધો. ઘોડાને છપર મારી લાકડું કરી મુકયો ને કુંવરને માંખ કરી ભીતે ચોટાડયો. દૈત્ય આવ્યો તે બોલતોજ આવ્યો કે ખાઉં! ખાઉં! મને માણસની સોડ[3] આવે છે. પછી કન્યા કહે માણસ મધે તો હું છું, મને ખાવી હોય તો ખા! એમ

---

૧ ટાટુ=ઘોડું ન્હાનું. ૨ આઘો=દૂર. ૩ સોડ=વાસ. (ગામડીઆ બોલીમાં)

કહ્યું એટલે થંડો પડયો. કન્યાએ રસોઇ કરી ખવરાવ્યું; પગ ચાંપ્યા કે તે સુતો. પછી ઉઠી દૈત ગયો કે છોકરીએ પાછો માણસ કરી રંગભોગ કરયો ને દૈત્ય આવવાની વેળા થઈ ત્યારે પાછી માંખ કરી. એમ કરતાં એક દિવસ ગયો, બીજો ગયો, ત્રીજો ગયો ને ચોથો દીવસ થયો ત્યાં કુંવરે વિચારયું કે આતો ફાવતું નથી માટે કુંવરીને કહ્યુ કે “ તું તારા બાપને પુછ, તારૂં મોત શાંણે છે ? ” પછી છોકરીએ પુછયું કે બાપા તમારૂં મોત છે કે નહિ ? ત્યારે જવાબ આપ્યો કે “ ના; નથી ! ” ત્યારે કહે કે નામનો નાશ તો હોયજ; માટે કહો, નહિ તો હું મરૂં છું. ઘણી ઝક લીધી ત્યારે રાક્ષસ બોલ્યો કે ત્રંબાવટી કરી કોઇ નગરી છે, ત્યાં ત્રંબકસેન કરી રાજા છે, તેને હરિપદમ નામનો પુત્ર થશે, તેના હાથથી મારૂં મોત છે. આપણા મહોલની ઉગમણોજ મોટી પચાસ મણની સલ્યા છે, તે નીચે મોટી ગરા છે, તે ગરામાં ઉતરવાની પગથી છે, તેને પહેલી સીડીએ બે સાપોની ચોકી છે ને પછી પગથીએ પગથીએ બે જનાવરની ચોકી છે, તે સઘળાંને વતાવી જાય કે છેક છેલા બે વાઘ બાંધ્યા છે. હવે તે પેલી સલ્યા ઉપાડે, બે સાપને મારે, પછી આ પગથીઆનાં જનાવર મારે, બે વાઘને મારે, ત્યારે એક ઓરડો છે, તેને સાત તાળાં છે, તેને અડે તો તે ખરી પડે ને તેમાં પોપટ છેઃ તે એટલાંને જીતે ને પોપટને મારે ત્યારે હું મરૂં ! ત્યારે ત્રંબાવટી નગરી મળે ને ત્યાં ત્રંબકસેન રાજા થાય, તેનો હરીપદમ છોકરો થાય, ત્યારે હું મરૂં; તો પૃથ્વી ઉપર ત્રંબાવટી નગરી નથી, ને ત્રંબકસેન રાજા નથી, તો તેને હરીપદમ છોકરો કયાંથી થાય, ને મારૂં મોત પણ કેમ આવે ? ” એમ કહી દૈત ગયો કે પછી પેલાને માણસ કરી વાત કહી ત્યારે તે બોલ્યો કે “ મારૂં ત્રંબાવટી નગર છે, તે હું જાણતો નથી ને મારા બાપનું નામ પણ હું નથી જાણતો; પણ મારૂં નામ હરીપદમ છે; લાવ હું કરૂ જોઇએ ? ” પછી પોતાની છેલ્લી આંગળી વાઢી લોહી પેલી સલ્યા ઉપર ચોપડયુ કે સલ્યા ઉપડીને વેગલી પડી ને માંહે

પેસે છે કે એ સાપ દીઠા. તેમને પગની પીંડીમાંથી[૧] કાપીને થોડું થોડું માંસ નાંખ્યુ કે તે વેગળા ખસી ગયા. ત્યારે બીજા જનાવર પણ ખસી ગયાં. પછી વાઘ સામા થયા એટલે તરવાર ખેંચી માથા કાપી નાંખ્યા ને ઓરડીના કમાડે હાથ અડકાડ્યો એટલે તાળાં ઉઘડીને હેઠે પડ્યાં કે માંહે પેસી પોપટને લીધો ને પોપટને લેઇને બાહાર આવ્યો. એટલા વાનાં થાય છે કે દૈત્યને બીમાડી લાગી, તે દોડતો દોડતો મેહેલ ભણી આવે છે, તેણે શુધ શક્તિ ખોઇ દીધી છે ને હેઠે પડ્યો પડ્યો રાડ મારે છે કે "છોકરી કાંઇ દગો થયો છે, દગો!" કુંવરી તો મેહેલ ઉપર ચડી ગઇ. તે બારીએથી હરીપદમને એ હાથ હલાવી સાન[૨] કરે છે, કે પોપટને ચીરી નાખ. કુંવરે પોપટના બે પગ ઝાલી ચીરી નાંખ્યો એટલે રાક્ષસના ચીરાઇ બે ફાડ્યા થઇ મરી ગયો.

*દિવસ ભલે બિગરૈ ન કછુ, રહૌ નિચીતે સોય,
આવૈ ચોરી કરન કૌ, ચોર આંધરૌ હોય.

પછી હરિપદમ કન્યાને લઇને પોતાને ઘેર જવા નીકલ્યો. રસ્તામાં વલી કોઇ સાહસ કરવામાં રોકાઇ જતા બીજાં વર્ષ બે વર્ષ નીકલી ગયાં ને બીજી બે કન્યા પરણી લાવ્યો. અહીં એની મા ને માસીઓ તેના જુદા પડયાથી રોજ ઝુરયા કરે છે ને માસીઓ તો ઇંદ્ર માહારાજને વારે વારે પુછે છે. તે તેમને દીલાસો દયા કરે છે કે હરીપદમ જીવતો છે ને વેળાસર આવી પુગશે. અંત્યે હરીપદમ ત્રણ કન્યાઓ લઇને આવ્યો ત્યારે મા માસીઓના હર્ષ તો સમાયજ નહી. ત્યાર પછે ઇંદ્રની કચેરીમાં જઇ રજા લઇને હરીપદમ પોતાની મા માસીઓ ને બાયડીઓને લઇને ત્રંબાવટી ગયો. એટલે બાપ બેટા મ્હોટા હાવભાવથી મલ્યા ને સર્વને સુખના દીવસ ઉગ્યા.

---

૧ પીંડી=પગનાં તેટાં. ૨ સાન=ઇસારત.

* ચઢતા દિવસવાળાનું બીગડેજ નહી—ચોર ચોરી કરવા આવે તો આંધળો થાય પણ લેવાય નહી.

# ચાંપરાજ હાડા ને સોણ રાણી.

દીલ્હીમાં પાદશાહ કોઇ વખત ફુલવાડીમાં બેઠો છે, તેવામાં એક પંડીતે આવી આશિરવાદ[1] દીધો. પાદશાહે તેનો આદર સત્કાર કરી પુછ્યું—" આવો પંડીત શા ખબરો છે ને અહીં કેમ પધારવું થઉ?" પંડીત બોલ્યો—" ખુદાવંદ! આપની મેરબાનીથી સઉ સારા વાનાં છે ને મારે કાશી જાત્રા કારણે જવું થઉ છે એટલે ખુદાવંદને આશિરવાદ દેવાને આવ્યો છું! "પંડ્યાજી ખરચ ખાઇને કાશીએ જવામાં શો ફાયદો છે?"—" સાહેબ, જેવું મુસલમાનોમાં જાત્રાનું સ્થળ મક્કા છે તેવું અમારે હિન્દુને કાશી છે, માટે આ અવતારમાં એક વેલા જાત્રા તો કરવીજ!" પાદશાહ બોલ્યો— "પંડ્યા—મારે મક્કા ને કાશી સાથ કાંઇ લગતું નથી–હું પુછું છું કે શું મક્કા કિંવા કાશી જયા વિના જાત્રાનું ફળ ઘરબેઠે ના મળે કે એટલા વેગલા જવું ને શ્રમ ને ખર્ચ ખાવું!" પંડીત બોલ્યો કે "સાહેબ! ઘરબેઠા પણ જાત્રાનું ફલ થાય પણ ઘરમાં કોઈ સતી સ્ત્રી હોય ને તેના નીત સવારમાં દર્શન થાય ત્યારે." તે ઉપરથી પાદશાહ બોલ્યો "હો, હો, ત્યારે અમને તો નીત જાત્રાનાજ ફળ છે; કારણ, મારી ઘરમાં ૧૧૦ હુરમોમાથી[2] એક પણ સતી ના હોય એમ તો ના થાય!" મ્હોટા પુરૂશને મ્હો ઉપર કોણ માઠુ કહી શકે એટલે બ્રામ્હણ તો બાપડો ભોઠો[3] પડીને જવાબજ

૧ પંડીત ને બ્રામ્હણ હોય તે આશિરવાદ દે–બીજાઓ સલામ ભરે.
૨ હુરમ=મુસલમાન અમિરની બાયડી. ૩ ભોઠો=ઝાંખો પડવું, ચાઇ થવું.

દઈ શક્યો નહીં. પાદશાહે ફરીને સવાલ કરયો તોય તે મુંગો ઉભો રહ્યો. એટલે બીરબલ પાસે બેઠેલો હતો તે વચ્ચે બોલી ઉઠયો— "પાદશાહ—બ્રામ્હણો ગભરાઇને બોલી શકતો નથી પણ હુ કહુ છુ કે આપના ઝનાનામાં એકે બેગમ સતી ના પણ હોય." આતું સ્પષ્ટ બોલવું કે પાદશાહનું મ્હો ઉતરી ગઉ ને તે ગુસ્સે થઇ બોલ્યો— "હે બીરબલ! તેં મારા ઘરની આજ લાજ લીધી છે તો હવે મને કાલને કાલ તારૂ કહેવું ખરૂ ઠરાવી આપ, નહી તો તને ગર્દન મરાવીશ." બીરબલની ચાહે તેવી મશ્કરી પાદશાહને એકાંતમાં ખુશ કરતી હતી પણ આજ પારકા માણસ વચ્ચે જટ કરતો બોલી ઉઠયો તેથી પાદશાહને રોશ ખરેખરો ઉઠયો:

*નીકી યૈ ફીકી લગૈ, બીન અવસરકી બાત,
જૈસેં બરનત જુદ્ધરસ, નહિ સિંગાર સુહાત;
ફીકી યૈ નીકી લગૈ, કહિયૈ સમૈ બિચારી,
સબકો મન હરખિત કરૈ, જ્યૌ બિવાહમેં ગાાર.

પાદશાહ ગુસ્સે થઇ વાડીમાથી ચાલી નીકલ્યો ને બીરબલે જાણ્યું કે અવશ્ય આપણું મોત આવ્યું. તેથી તે શોકાતુર થઇ ઘર જઇને બેઠો. હવે શહેરની બાહેર જનાનખાનામાની કોઈ ઘરડી ડોસી રહેતી હતી, જે ઘણાં વર્ષ નોકરી કરી અશક્ત થયલી તેથી બેઠી જીવઇ ખાતી હતી. અર્ધ રાત્રે બીરબલને વિચાર સુઝયો કે હુરમોમાં કોઇ ખોટ હશે તે આ ડોસીને ખબર હશેજ. તેથી એકદમ તયાર થઇ શહેર બાર જઇને તેનું બાર ઠોકયું. "ડોશી, ડોશી બાર ઉઘાડ!" તે વૃદ્ધતાથી કાંઈ લુલી, કાંઈ પાંગલી ને કાંઈ બહેરી પણ થયલી

---

* વગર અવસરની વાત સારી હોય તોપણ તે ફીકી લાગે છે,— જેમ લડાઇમાં જુદ્ધ રસ. નહીં કે શૃંગાર શોભા આપે. સમય વિચારીને બોલ્યે તો ફીકી વાત પણ સારી લાગે છે—જેમ વિવાહ ટાણે ગાળો દે તોપણ સહુને હરખ ઉપજે છે.

તેણે ઘણોવારે ગાંટો[1] સાંભલી બાર ઉઘાડયું ને બીરબલ જેવા મોટા પુરૂષને પોતાની ઝુપડીમાં આવેલો જોઈ બહુબહુ વારી[2] ગઇ. પછી બીરબલે કહ્યું—"ડોશીમા, આજ હુ ને પાદશાહ બાગમાં બેઠા હતા ત્યાં પાદશાહ બોલ્યો–"હે બીરબલ તુ કાંઇ જાણુ છુ કે પેલી રાંડ ડોશી જેને હુ બેઠો પગાર આપુ છું તે લૂણહરામ[3] છે. તેને કાલને કાલ ગધેડે ચહડાવી નાક કાન કાપી શહેરમાંથી–" કે ડોશી ગભરાઇ વચે બોલી પડી. "મે વારી જાઉ! મે શુ ગુન્હો કરો છે. હુ વૃદ્ધને ગધેડે ચહડાવશે?–પાદશાહની દીકરીને ચડાવે તો–એની માને ગધેડે ચહડાવે?–મને શુ કરવા? બલૈયાં[4] લઉ કહે તો મારો શો વાક છે?" બીરબલે કહ્યુ "પાદશાહને કોઇએ કહ્યુ છે કે તેની હુરમોને તૂં બીગાના મરદો લાવી આપતી હઇશ. તે વાત કોઇ બેગમેજ ફોડી દીધી છે તેથી તારા ઉપર ક્રોધ ચહડયો છે ને કાલ તને ગરદન મરાવશે. મે જોઉ કે હુ ને ડોશી ઘણા જુનાં નોકર છઇયે. ડોશી બાપડી વૃદ્ધ અવસ્થાયે પુગી ત્યારે તેનાં ઉપર આવાં વાનાં થાય છે, માટે તેથી કાંઇ ખુલાશો મલે તો તેને ઉગારવાની તજવીજ કરૂ." ડોશી બોલી–"હુ મરદો લાવી આપતી કે? હમે તો કેથે કહેવાં ગયાં નથી; પણ એજ રાંડો પાંસરી[5] રહેતી નહોતી. હુ તો ઘણીએ વારતી પણ એમને હરામલત લાગેલા તે મને તો વકારી કાહડતી, ને આજ મને ભુંડુ બોલે છે! તો લ્યો! જણાઉ છું કે એકએક બેગમ વંઠી ગઈ છે. જુવાન છોકરા રાખ્યા છે. તેમને દિવશે લોંડીઓનો પોશાક પહેરાવે છે ને રાત્રે સાથે સુવે છે. રાંડો મને.–" જાતે સ્ત્રી ને વલી બુઢી ડોશી એટલે તેણે તો લાંબી કથાજ કહેવા માંડી. બીરબલ મનમાં ખુશી થયો કે હવે પાદશાહ જ–મારે છે. આ ડોશી એકએક બેગમના બે ચાર કહે છે, તો પછી બે પાંચના તો સાબેત થશે. એટલે ડોશીને દીલાશો દઇને બીરબલ પોતાને ઘેર ગયો.

---

૧ ગાંટો=સાદ, ક્લ્લો. ૨ વારી ગઈ=તે ઉપરથી ઓવરાઇ ગઇ. ૩ લૂણહરામ=નીમકહરામ. ૪ બલૈયાં=ઓવારણાં. ૫ પાંસરી=પાધરી.

બીજે દીવશે પાદશાહે કચેરી વચે બીરબલને પુછ્યુ "કેમ કાલની વાતનો કાંઇ પુરાવો છે કે ગર્દન મારૂં?" બીરબલે જવાબ આપ્યો કે "શાહેબ એ વાતનો પુરાવો મ્હેલમાંથી મલે કે કચેરીમાં બેઠે બેઠે હોય—માટે મ્હેલે પધારશો ત્યાં થઈ રહેશે." બપોર થઈ ત્યારે બંન્ને જણ મ્હેલે પધારયા. હવે પાદશાહને ત્યાં એવો નીમ છે કે તેના માટે દરરોજ એકેક બેગમ બબે રકાબીમાં ભાત ભાતનું ભોજન તયાર કરી જ્યારે પાદશાહ જમવા આવે ત્યારે એકેક રાણી પોતાની રકેબી તેને દેખાડી ચાલી જાય. એમ ૧૧૬ બેગમો પાદશાહ પાસેથી રકેબી લઇને જાય. પછી પાદશાહની જેના સાથ રાત્રે સુવાની રૂચી[1] થઇ હોય તેની રકેબી પાસે મુકાવતો ને તે રાણી ભોજન પીરશીને તેને જમાડતી. તે મુજબ આજ પણ રાણીઓ પોતાના જુદા જુદા મ્હેલથી રકેબીઓ લઇને પાદશાહ પાસે આવવા નીકલી તો ખરી, પણ જેવો તેના પાસ બીરબલને જોયો કે એક પછી એક બધી આંચકીને ઉભી રહી. એક બોલી "બીરબલ મુઓ મશ્કરો છે. તે આજ પાદશાહ સાથે બેઠો છે તે આપણમાંથી કોઇની મશ્કરી કરશે તો આંટી[2] પડશે ને પાદશાહ તેને તજી મેલશે, માટે બીરબલને ઉઠાડી મેલે તોજ પાદશાહ આગલ જઇએ." તે વાત સર્વએ સ્વીકારીને પાદશાહ પાસે જવા ના પાડી. પાદશાહ પાંચ મીનીટ દશ મીનીટ ખોટી થયો પણ બધી બેગમો રાઆગણમાંજ ભેગી થઇને ઉભી તે કોઈ આવીજ નહી. પાદશાહે સંદેશો કહેવડાવ્યો ત્યારે બેગમોએ બીરબલને કાહડી મેલો તો આવ્યે એવું કહાવ્યું. પાદશાહે કહ્યુ કે એતો ભાઇ સમાન છે માટે તમે તમારે આવો. પણ કોઇએ એકની બે થઇ નહી. એ ઝકાઝકમાં કલાક દોઢ કલાક નીકલી ગયો ને પાદશાહ ભોઠો પડી લેવાયો કે આજ બીરબલે જાણ્યું કે રાણીઓ ઉપર મારૂ કાંઈ જોર ચાલતુ નથી. આણીગમ બીરબલે વીચાર્યું કે રાણીઓ હઠ છોડશે નહી ને આસ લીધિ પાદશાહ આજ

૧ રૂચી=દીલની ખુશી. ૨ આંટી=તાણ.

ભુખ્યો મરશે. તેથી બોલ્યો—" સાહેબ ! કાંઇ નહી—રાણીઓ નથી આવતી તો છો ના આવે, તમે આજ એઓની લુંડીઓ પાસ ભોજન મગાવી જમો. એટલે પાદશાહે તેવો હુકમ કરયો. પછી જુવાન લુંડીઓ જીંણાં પત પહેરેલાં, માથે તેલ મોઘરેલ મુકેલું, ને મુખથી તંબોલના મખવાશ કરતી એક પછી એક નીકલી પડી. પાદશાહ કાંઇ જમીયો નાજમીયો કે લોંડીઓનો બાહર જોઇ ચકીત થઈ ગયો ને બોલ્યો—" હે બીરબલ, જેની ડાશીઓ આવી ખુબસુરત ને મર્યાદાવાલી તેમની બાઇઓ કહેવી હશે ! " બીરબલ બોલ્યો "હા સાહેબ ! ખુબસુરતી ને લટકામાં તો કાંઇ મણા નથી; પણ સ્ત્રીની ખુબસુરતી તો તેને નાહવરાવીને પલારેલાં[1] કાપડાં સાથે જોઇએ ત્યારે છે. માટે એમને ( સામે હોઝ તરફ આંગલી કરીને ) પણ હોઝમાં નાહતી જોઇએ તો બહુજ ઉપમા આપશે. " એવું સાંભલી બે ચાર જણે મ્હો મલકાવ્યાં. તે જોતાંજ બીરબલે ચેસ્ટા કરીને બબે ચારચારને ઊંચકી ઊંચકીને હોઝમાં ફેંકી દીધી. અહીં તહી ડુબકીઓ મારી થોડીક વારે એઓ બહાર આવી પાલ ઊપર ઉભી તો કાપડાંના સ્તન[2] કરેલાં પલરી ગયાં ને વસ્ત્ર શરીરે ચોંટી જઈ દરેકની પુરૂશની કાંતી માલમ થઇ ! પાદશાહે તો વીસ્મય પામી ટસે ટસે જોયા કર્યું. થોડીકવારે બીરબલ બોલ્યો " પાદશાહ જુવો છો શુ—એ તો તમારી બેગમોની દીવશની ડાશીઓ પણ રાત્રવાસે સાથે સુવાના ચોર ! " પાદશાહ બહુજ ખેજાલત પામ્યો ને બીરબલ પાસે માગી લીધું કે તારે કોઇ આગલ આ વાત કરવી નહીં. બીરબલ તો કાંઇ બોલ્યો નહી. પણ પાદશાહના પેટમાં વાત રહી નહીઃ

*ગુઢ મંત્ર ગરૂવે બિના, કોઉ રાખી સકૈ ન;
ધાત પાત્ર બિન હેમકે, બાંધિન દૂધ રહૈ ન.

---

૧ પલારેલાં=ભીનામલાં. ૨ સ્તન=આંચર.

* ગંભીર માણશ વગર ઊંડી વાત રાખી શકે નહી—જેમ વાઘણનુ દુધ સોનાના પાત્ર વગર બીજી ધાતુથી ના રખાય તેમ.

એટલે બીજે દીવશે કચેરી વચે બીડું મુક્યું કે જેની બાયડી સતી હોય ને સાબેત કરી આપે તે આ બીડુ ઝડપે, તેને મોટું ઇનામ આપીશુ પણ જો નાસાબેત થાય તો તેને પાદશાહ ગરદન મારશે. કચેરીમાં જે અમીર ઉમરાવ બેઠા છે, તેઓએ વીચાર્યું કે પાદશાહે જ્યારે આવું નવાઈ જેવું બીડુ ફેરવ્યુ છે તે કાંઇ તેના મ્હેલમાં ખોટ જોઇ હશે ત્યારેજ. તો જ્યારે પાદશાહને ત્યાં કાદવના હાનલાં તો પછી આપણી શુ બીશાત? તેથી ત્રણ દીવશ સુધી બીડુ કચેરી વચ્ચે પડી રહ્યુ, પણ કોઇએ લેવાની હીમત કરી નહીં. હવે પાદશાહની કચેરીમાં બોંડીકોટાનો ચાંપરાજ હાડા કરી રાજા હતો. તે પાદશાહને ખંડણી આપે છે અને તેનો માસુલ એમ છે કે વર્ષના ૬) માશ રાજાની દરબારમાં રહે ને ૬) માશ પોતાની ગાદીએ રહે. તેની શોડી નામની રાણી છે જે પોતાના ધણી શીવાયે બીજા પર પુરૂશનુ મ્હોં પણ જોતી નથી. તેણે જ્યારે બીડુ કોઇને ઝડપતો ના જોયો ત્યારે વીચાર્યું કે પાદશાહની કચેરીમાં સર્વ હીજડા છે કે તેમની બાયડીઓ પરપુરૂશના સંગ કરતીઓ ફરે છે. મારે તો કાયરમાં ખપવું નહી, ને મારી બાયડીની લાજ રાખવી. એમ વીચારી તેણે તે બીડુ ઊંચકી લીધું. તે ઉપરથી કચેરીમાના દીલ્હી શેહેરના અમીર ઉમરાવોની આંખમાં ખુનશ[1] આવ્યું કે શું આપણામાંથી કોઇ મુશલમાન મલ્યો નહી? ને રજપુતડો આપણી જાતની લાજ લઇ જાએ એ શારૂ નહીં. એવી રીતે સર્વે શીપાઇઓ અદેખાઇથી માંયોમાંયે એકબીજા સાથે વાતો કરે છે, તેવામાં એક મીઆ શેરબેક નામનો જમાદાર હતો તેનાથી તો રેહેવાઉજ નહી. તેથી તે જુસ્સાભેર[2] બોલ્યો કે "પાદશાહ સલામત! રજપુતડો જુઠો છે—એની રાણી તો નર નરની નારી છે ને ફુકરાજી અમસ્થી કરે છે." ને પછી તેની નીંદા કરવા મંડયો:

૧ ખુનશ=ખુન ચહડવું. ૨ જોસ્સાભેર=જોસ્સા સાથે.

શુરને વાહલુ શહસ્ત્ર, વિપ્રને વાહલી વિદ્યા;
પવિત્ર વાહલુ પુન્ય, નીચને વાહલી નીંદા.

જાતે ઓછું પાત્ર છે એટલે તેના જોશ ને બોલવામાં પુછવુંજ શું ? કે પછી પાદશાહની અરૂબરૂ[1] વાદવીવાદ થયો તેમાં હાડા બોલ્યો કે મારી રાણી શીલવંત છે તેનો હું એકજ ધણી છું. કે આ બાઇને કચેરીના સર્વે મુસદ્દાઓએ શીશકે[2] ચઢાવ્યો તેથી સરત કરી બેઠો કે—પાદશાહ હુ સાબેત કરીશ કે હાડાની બાયડીના બે ધણી, એક હાડા ધણી ને એક જે તેના પાસ જાય તે ધણી! એ ઉપરથી શરત થઈ કે જો શેરએક શોડીને બીજા શાથ સંગ કરતી શાબેત કરી આપે તો તેને ઇનામ મલે ને હાડાનુ શીર કપાએ, નહીકર શેરએકને ગરદન મારવો. એ વીશેના પાદશાહે લખત લખાવી લીધાં. પછી શેરએકે અરજ કરી કે જ્યાંસુધી હુ હાડાને શહેર જઇને આવું ત્યાંશુધી ચાંપરાજને કબજ રાખવો, કે તેથી તેની પાશેના સંધેશા એની રાણી પાસ કોઈ લઈ ન જાએ, તેમ લાગી પણ શકે નહી—નહી તો એ તેને ચેતવે તો કામ બનેજ નહી. હાડાને નજર કેદ રાખવાનુ કબુલ કરીને શેરએકને જોઇતો ખરચ પાદશાહે આપ્યો. શેરમીઆ ધામધુમથી પાદશાહી રસાળા સાથે બોંડીકોટે જવા નીકલ્યો. ને ચાલતાં ચાલતાં પનર વીશ દીવશે બોંડીકોટ જઇ પુગ્યો. ગામની ભાગોલે આવી કોઇ સામુ મળયો તે સાથ ચાંપરાજ હાડાનો મેહેલ તથા રાણી વીશે પુછપરછ કરીને ત્યાં દીવસ આથમતામાં ઢાળો[3] કરી કોસંબા પાણી કાઢયાં. શેહેરના જતાં આવતાં માણશોને કોશંબા પાણી પાઈ એકાદ બે સાથે દોસ્તી કરી. પછી શાડી રાણીનો કોઈ રીતે મેલાપ કરાવી આપવા તેમને અરજ કરી. તે ઉપરથી શેહેરના કોઈ વૃદ્ધે જવાબ દીધો કે એતો પુરૂષનું મોંજ બિલકુલ જોતી નથી તો મેલાપ તે ક્યાંથી થાએ? ત્યારે શેરએક

---

૧ અરૂબરૂ=સામસું. ૨ શીશકે=ગુસ્સે કરયો. ૩ ઢાળો=મુકામ, ઉતારો.

બોલ્યો કે જો મને કોઇ તેમનો મેલાપ કરાવી આપશે તો તેને હું માગે એટલું દ્રવ્ય આપી રાજી કરીશ. તે શાંભલી ડોસો બોલ્યો કે ભાઈ હમે આ શહેરમાં બુઢ્ઢા થયા પણ કોઈ દીવશે હમે તો રાણીનું મ્હોં જોયું નથી. ફક્ત તે શવારના પોહરમાં સુર્યનારાયણના કીરણો ફુટે છે તે વખત આ સામી જે બારી દેખાય છે તે બારીએથી દરરોજ શવારના દર્શન કરવા આવે છે. તે અમે કોઈ વખત છાના છપના[1] ઉભા રહી જોઇ હશે તેથી ખબર છે. તે ખબર મળવાથી ડોશાને એક મહોર આપી. પછી શેરએકે તે બારી શામુંજ ચોગાન હતું, તેમાં તંબુ ઠોકયો ને પ્રહર ફુટતાં લાંબી નેરનો[2] હોકો લઇ ગરગડાવવા બેઠો. હવે રાણી રોજ પ્રહર ફુટતાં પોતે નાહી ધોઇ કેશ છુટા રાખી હાથમાં થાલ લઇ દાશી આગલ ને પોતે પછવાડે સૂર્યનાં દર્શન કરવા આવે છે. લુંડી બારી ખુલે ને દર્શન થઇ રહ્યા કે બારી બંધ કરી જાય છે. તે પ્રમાણે વલતે દીવશે રાણીને દર્શન કરવાને માટે લોંડી જેવી બારી ખોલે છે તેવુંજ પેલા તંબુનું ઝગઝગ કરતું તેજ રાણીની નજરે પડીયું. તેથી રાણીએ ઝખવાણી થઇને લુંડીને પુછ્યું કે આ તંબુ કોણે તાણેલો છે? ત્યારે લુંડીએ જવાબ દીધો કે ગઈ કાલે તમારા રાજાના શેહેરથી કોઈ શેરમીઆ કરી આવ્યો છે તેનો તંબુ તાણેલો છે. રાણી બોલી "રહવા દે, બારી બંધ રાખ. આપણે આજ ઘરમાં રહી દર્શન કરશું; પણ એ મુસલ્લાનું[3] મ્હોં ના જોવું." પછી બારીમાં બાકું પાડી સુર્યનારાયણનું તેજ ઘરમાં આણીને રાણીએ એક રૂપાના થાળની અંદર પાણી રાખી તેની અંદર જાવેલનાં ફુલ નાખી બાકાં નીચે થાળને મુકયો. એટલે સુર્યનારાયણનું તેજ તેમાં આવ્યું તેના દર્શન કરયા. પછી હમેશના ધારા મુજબ ભોજન પ્રશાદ લીધા.

---

૧ છાના છપના=સંતાઇ બંતાઇને. ૨ નેર=હોકાની નલી.
૩ મુસલ્લા=મુસલમાન (તુચ્છકારમાં).

એવી રીતે શેરએક પ્રહર ફુટતા તંબુ બહાર આવી રાણીનું મ્હોં જોવા રાજ બેશે પણ મ્હોં જોવાનુ મલેજ ક્યાંથી? અંતે આઠ દશ દીવશે નીરાશ થઈ રાણીના મ્હોલમાં કોઇ જતા આવતા માણુસની તપાશ કરવા લાગ્યો. ત્યારે માલમ પડ્યું કે બહારથી કોઇ માંહે પેવશ થતું નથી કે મ્હોલમાંથી કોઇ બહાર પણ આવતું નથી. પણ એક માળણ નીત શવારે તેના ઘરમાં ફુલ આપવા જાય છે. તે પણ માંહી ગરવા[1] પામતી નથી પણ છેલી દેવડી ઉપર ફુલ મુકીને જાય છે. તેથી શેરએકે કોઈ માણશને લાંચ આપી એટલે તે માણશ તેને માળણ પાસે લઇ ગયો, ને ઓલખાણ પાડી. બીજે દીવશે તે માળણ પાસે ગયો ને ૧૦ મ્હોર આપી કહ્યુ "જો તુ મારૂ કામ કરી આપીશ તો હુ તને અચ્છી રીતથી રાજી કરીશ." તે સાંભલી માળણે પુછ્યું–"બોલો એવું શું કામ છે?" એટલે શેરમીઆ બોલ્યો–"બાઇ એમાં તો મારો જીવ જાય કે બચે એવી આંટીનું કામ છે પણ તારાથી થઇ શકે તેમ છે, તેથી તું શમજી છુ તો કરી આપ્યે." એટલે માળણ ખુશી થઇને બોલી—"હું કાં ના કરૂ? તમો જેવા શ્રીમંત[2] અમારે બારણે ક્યાંથી? તમારા જેવા આગલ તો મારો પ્રાણ પણ ધરૂ, તો પછી બીજી શી વાત છે?" પછી શેરએકે વાત માંડીને કહી કે દીલ્હીમાં ચાંપરાજ હાડા ને મારે શરત પડી છે તે એમ કે તેની રાણીસાથ હુ સુઇ આવું તો દીલ્હીનો પાદશાહ તેને ગરદન મારશે ને તને તથા મને ગામ ગીરાશ આપી આપણાં જન્મારા વરતાવી નાખસે–નહીકર પાદશાહ મારૂ શીર કાપશે. માટે તેની રાણી સાથ મને કોઇપણ પેરે એક રાત રંગભોગ રમાડીશ તો હુ તને અઢલક[3] નાણુ આપીશ. આ ભાઇને મફતના પઇશા એટલે તે વેરવામાં પાછુ વાળીને જુએ શેનુ? તેથી માળણને જોઇએ તેટલુ ઈનામ આપવાને કબુલ્યો. તેમ પેલી માળણ

૧ ગરવા=અંદર જવા. ૨ શ્રીમંત=પૈશાવાલા, મ્હોટા માંણસ. ૩ અઢલક=ઘણુ.

છે, જે જાતેજ નીચ કૂલની ને વલી પઈશાની લાલચ લાગી તેથી કે ઇપણ પેરે નીચ કર્મ કરવાને ડરતી નથીઃ—

અરથી ન ગણે પાપ, અરથી જગને નવ જૂએ
અરથી ન માણે સાપ, પાણી પરિયાનુ ખૂએ;
અરથી કૂડાં કામ, કરે એકે નવ બીહે
અરથી બોળે નામ, લાખ લાંછન શિર લીયે;
અરથી તો જીવે આપે મુએ, અરથી અવગુણ નવગણે
અરથી આંખે દેખે નહી, શામલ ભટ સાચુ ભણે.

માળણ બોલી કે મારાથી બનશે એટલું હું કરીશ પણ તેમાં પૈસા લાગશે–એટલે શેરમીઆએ ૨૦ મ્હોરની થેલી આપી કહ્યું કે "લે આતો આ પ્રથમથીજ લે ને જે ખરચ થાય તે મારૂ." માલણ રાજી થઇને સાંયકાલે એક મોહોટો ફુલનો હાર બનાવી હાથમાં લઈ સાથે મલેલી મ્હોરોમાંથી થોડીક લઇ પહેલી દેવડી આગલ આવી ત્યાં શીપાઇએ પુછ્યું કયાં જાય છે? એટલે શીપાઇને લાંચની એક મ્હોર આપી આગલ ચાલી. બીજીએ ગઇ ત્યાં પણ એમ કર્યું. છેવટ છઠી દેવડી[1] ઉપર જ્યાં ગંગારામ કરી એક આંધળો પહોરેગીર હતો ત્યાં ગઈ; તે એકોએકો ભાંગ વાટતો હતો તેણે પગનો અણસારો[2] સાંભળી પુછ્યું "અલી કોણ છું તું? ને કયાં જાય છે?" ત્યારે માલણ બોલી "રાણીજી પાસે કામ છે માટે બોલાવી છે" એવું કહી તરતજ એના હાથમાં એક મ્હોર મુકી. તે તેણે હાથ ફેરવી જોવાથી મ્હોર દેખાઇ એટલે વિસ્મય થઇ વિચારમાં પડયો કે દમડીના ફુલની વેચનારી તો મ્હોર કઇથી ને શી રીતે લાવે? માટે ખસુસ આમાં કાંઈ દગો ફટકો છે કે એકદમ ભાંગ વાટતો હતો તેજ ઘોકો[3] લઇને ઉઠી તેને પાંચ દશ ફટકા મારી હાંકી કહાડી. તેથી તે જેમ જીવ લઇને નહસાએ તેમ નાઠી; રસ્તામાં

૧ દેવડી=દરવાજો. ૨ અણસારો=ઠપકારો. ૩ ઘોકો=સોટો.

શેરબેક લાંબી નેરવાલો હુકો લેઇ માલણ પાસેથી ખુશીની ખબર મેલવવાની આશાથી ગડગડાવા બેશી ગયો હતો. તેણે માળણને જતી જોઇ તેવોજ તેની વાંસે ઘેર જઈ પુછવા લાગ્યો "કેમ કાંઇ ખુશીની ખબર લાવી છું? કહીદે બાપુ ઝટ; તારે તો કાંઇ નથી, રોશે રૂવાળા, મરશે માલ ધણી, પણ મારૂં તો શીર જશે." આવી રીતનું શેરબેકનું કહેવું સાંભલી માલણ તો ખાટ ઉપર રાડ મુકતી પડેલી છે, તે બોલી "ભાઇ ખબર તો એ કે તારે લીધે હું મરવા સુતી છું. પેલા મારા રડયા[1] છેલ્લી દેવડીના આંધલા શીપાઇએ મારાં હાડકાં રંગી નાખ્યાં છે ને મારૂ તો સારૂં શરીર સુજી આવ્યું છે, તેની હાલ તો દવા કર. સાજી થાઉં ત્યારે હવે મારાથી ખબર લવાય; પણ હવે તો હું મારો જીવ જતાં પરયંત તને હારવા નહીં દેઉં ને આખરે હાડાનુજ ડોકું કપાવીશ. તે ઉપરથી શેરમીઆએ વલી મ્હોરની થેલી આપી તેને મલમપાટો કરયો. ને નીત ખબર કહાડવા ગયો કે માલણ સાજી થઇ છે કે નહીં. પંદર પચીશ દીવસે માલણને સારનુ વારૂ[2] થયું, તયારે શેરમીઆને પુછયું કે તારા પાસે કાંઇ રજવાડાનો ઉંચો પોશાક છે? કહેકે હાવે! ત્યારે માલણે કહ્યું કે લાવ રાણીનો પેર-વેશ તથા મીઆના પાલખી તયાર કર કે હું વેશ ધારણ કરી મ્હોલમાં જાઉં-જો અંદર ગઇ તો તું જીત્યો ને જવા ન પામી તો તું મુઓ!"

માળણ તેની માવડી[3] નાં વખતથીજ હાડાના ઘરમાં ફુલ આપતી હતી તેથી તેને ખબર હતી કે હાડાની એક ફુઈ છે જે બાલપણમાં અજમેરના દરબાર વેરે પરણી હતી. રજપુતોમાં દીકરી પરણીને સાસરે જાય તે પાછી પીયર[4] આવતી નથી તેથી સોડી રાણીએ પોતાના ધણીની ફુઇને કોઈ દીવસ જોઈ પણ નથી. એટલે

---

૧ રડયા=મુવાએ (બાયડીનો શબ્દ.). ૨ વારૂ=સારૂ. ૩ માવડી=મા. ૪ પીયર=બાવાનું ઘર, મહીરૂ.

સાયંકાલ થઇ છે, મ્હોં દેખાય છે કાંઈ દેખાતું નથી તેવે વખતે જરીનો રજવાડી પોશાક પેહેરી મીઆનામાં બેશી ચાકર શિપાઇ, ઘોડેસ્વારો નગારા નિશાન વીગેરેનો શારો ઠાઠમાઠ કરી ભાગોલ પાસે માળણબાઇ આવી. ને રાણીજીને કહાવી મોકલ્યું કે તમારાં ફુઈમાં આવે છે તે ભાગોળે બેઠાં છે તે તમને કહેવડાવ્યું છે. એવી રીતનો સંધેસો કોઈ સાથે મોકલ્યો. તે રાણીને પોંહોચ્યો એટલે રાણી વિચારમાં પડી, રાજા તો અહીંઆં છે નહિ ને આ ફોઇમાં કયાંથી આવે, પણ કોણ જાણે રાજાનુ કૂળ છે; રજવાડામાં કંઇ બોલચાલી થઈ હશે તેથી એકાએક નીકળી આવ્યાં હોય તે હું જો તેમને આદરમાન નહિ આપુ તો મારા સ્વામિનાથ મારા પર ક્રોધમાન થશે. તેવા વિચારથી કરીને પોતાની તરફથી યથાસ્થિત[1] માણસોને સામે લેવાને મોકલ્યાં. લુંડીઓ ભાગોળે જઇ થોડીકવારે ફુઇમાને તેડી લાવ્યાં. રાજાના મ્હેલની પેહેલી દેવડીમાં પેઠી તેવીજ તેને આંધલા પહેરાગીરની પેટમાં ધાસ્તી તો પડી; પણ પોતે મ્હેલની માલણ છે તેથી પહેરાગીરોના બાપદાદા શા તે જાણેજ છે તેથી પહેલી દેવડીવાળાને જોઇ પુછ્યું કે "હો! હો! રામશીંગ છું કે!" "હા માજીશાહેબ!" "તો મારા વખતમાં તો તારો બાપ ચતુરશીંગ હતો" એમ કહી એક મ્હોર આપી આગલ ચાલી. બીજી દેવડીએ જઇ ત્યાં પણ એવુંજ કાંઈ બોલી અને એમજ કર્યુ, ત્રીજીએ, ચોથીએ જઇ એ પ્રમાણે પાંચે દેવડીએ જુદી જુદી રીતે પહેરાગીરોને ઉપર પ્રમાણે તેમના બાપાના નામ કહીને આગલ ચાલી. છેવટ જ્યાં આંધલાના હાથનો માર ખાધેલો હતો તે છઠી દેવડીએ આવી. એટલે એના પેટમાં ધબાકો[2] લાગ્યો પણ હિમ્મત રાખી તેના મનને પોતાનું ફોઇમાપણું લાગે તેવી રીતે બોલી—"કોણ? ગંગારામ કે? તુલશીશીંગનો છોકરો તો! કેમ ભાઇ આંખની શી ખબરો છે?"

---

૧ યથાસ્થિત=ઘટતી રીતનુ. ૨ ધબાકો=ધરકો.

વીગેરે બીજી રીતની નીશાનીઓ આપી ખબર પુછી. એના મનમાં શીકર તો હતીજ કે રખે એ કંઇ બોલી ઉઠે તો બધુ પોકલ વેરાય[1] ને ધુલધાણી થઇ જાય, ને પેહેલી વેલા તો જીવતી છોડી મેલી હતી પણ હવે તે જીવથીજ મારી નાખશે. તેથી બીકથી બધા દેવડી વાલાઓને અકેક મ્હોર આપી હતી ત્યાં આને તો પાંચ મ્હોર આપી આગળ ચાલી. પોહરાગીરો બાપડા ભોલા તે માંયમાંય વાતો કરવા લાગ્યા તેમાં ગંગારામે પણ નક્કી કર્યું કે "આતો પુઇજ આવ્યાં છે કે આપણું ને આપણા બાપોનું નામ પણ જાણેછ નહીતો કોઇ બીજાું હોય તે શું જાણે?" એટલે રાણીની પાસે જઇ એણે અણા[2] ઘાલ્યાં. હવે સોડી રાણી પોતાની ફોઇમા અંદર આવી ત્યારે તેનો આદર કરવા તેની આસપાસ પ્રદક્ષણા ફરી તેના પગ ચાંપવા બેઠી. રશોઇ પાણી કરાવ્યા પછી ફોઇમાને પોતાનું અલાહેદુ મકાન સોંપી તેને પોતાનો સુવાનો પલંગ તેના પર ખીનખાબની રજાઇ[3] નાખી તેના પર ઝીણા મલમલની ચાદર ઓછાવીને[4] આપ્યો ને પોતે આદરમાન અર્થે તેની પાસે ભોંય ઉપર સુતી !

*નિબલ સબલકે પરસ તેં, સબલન સોં અનખાત,
દેતિ હિમાયતકી ગધી, એરાકી કૈ લાત.

રાણી રાત્રે ફોઇમાની પાસે ઓરડામાં નીચે સુતી, પણ દીવસનાં તેનાં મકાનમાં જતીજ ન્હોતી. હવે માલણને લખતાં વાંચતાં આવડતું હતું તેથી એક બે રોજ રહી પોતાની પાસેની નોટબુક તથા પેનશીલ કાઢી પોતાને શુંપેલા મકાનમાં જેટલી બારીઓ, વલીઓ,[5] કબાટ, મેજ[6] તથા પોતાને સુવા આપેલા પલંગની રજાઇ વીગેરે

૧ પોકલ વેરયુ=પાટલો ફોડવે. ૨ અણાં ઘાલ્યા=પોહચી વલવું. ૩ રજાઇ=ચાદર. ૪ ઓછાવવું=બીછાનું કરવું. ૫ વલીઓ=છાપરાં ઉપરની ચીપો. ૬ મેજ=ટેબલ.

*નબલો મોટાના સંગથી મોટાનું ખાઈ જાય-જેમ હીમાતીની ગધેડી ઘોડાને લાત મારે તેમ.

જેટલી જેવી જાતની ચીજ હતી તે લખી લીધું. તેમ મ્હેલના અંદરના ભાગમાં ફલાણી દશાએ દીવાનખાનુ, તેમાં અમુક ચીજો, પણે[1] આયના, પણે ઢાલ તરવાર વીગેરે મ્હેલ અંદરની સર્વે રચનાં તથા દરેક ભાગની અમુક ચીજોની પણ વીગતવાર ટીપ કરી લીધી. પછી કોઇ દીવસે વળી પોતાનો ચોટલો હોલાવવાને બ્હાને કાંસકી ચલાણું[2] મંગાવ્યું, તે જેવી જાતનું હતું તે તથા રાણીજીએ જે વસ્ત્ર જે જે જાતના પેહેર્યાં હતાં તે સર્વે પોતે ચોટલો હોલાવી પોતાના મકાનમાં જઇ લખી લીધું. ત્યાર પછી એક દિવસે રાણીએ અને કોઇમાએ ભોજન પ્રસાદ કરયા પછી બપોરના બન્ને જણ ભેગાં થઇ દીવાનખાનામાં ગપ્પો મારવા બેઠાં. થોડીકવારે કોઇમાએ રાણીને પુછ્યું કે "વહુજી મને આવ્યાં આજે ચાર છ દીવશ થયા પણ મેં મ્હેલની માંહે કોઈ ચાકરચુકર જોયો નથી કે કોઇ ભાટ ચારણ વાત કરવા આવતો નથી તેથી એમ એકલાં પડી રહવે તમ.રા દીવસ કેમ જાય છે ? રાજા હોય ત્યારે તો ઠીક પણ ના હોય ત્યારે કોઇ બે વાત કહે તે સાંભલીયે, અથવા કાંઈ ગામની ખબર જાણીએ તો સુવાણ[3] પડે. આ સાંભલતાંજ રાણી ઝંખવાણી થઇ મન્નમાં વિચારવા લાગી કે કોઇમા હોય તો આવી રીતનુ પુછે નહીં. તેવામાં કોઇમાએ રાણીનો ચ્હેરો ગુસ્સે લાલ થયલો જોઇ હશીને કહ્યું કે "આટલાં બધાં કેમ ઝંખવાણા ? મેંતો સેહેજ તમને હસવાને કહ્યું છે કે જોઇએ વારૂં વહુ કેટલાંકમાં[4] છે ને કેવાં છે ? ફૂલાચાર રાખે છે કે નહીં ? પણ એટલામાં આટલાં બધાં પેલાં[5] શું થઇ જાઓ છો ? તેમ છતાં પછી મારા બાઇ યાદ આવ્યા હોય તો તમને ખબર !" એમ કહી કોઇમા તો પાછાં રાણીને હશાવીને વાતો કરવામાં મસગુલ થઇ ગયાં. એ વાતને બે ચાર દીવશ ગુજરયા કે કોઇમાએ

૧ પણે=પેલી તરફ. ૨ ચલાણુ=તેલ મુકવાની પયાલી. ૩ સુવાણ=કળ પડવી. ૪ કેટલાંકમાં છે=કેટલાં પાણીમા છે. ૫ પેલાં=ફેવાં ઊતરી શું જાવો છો (બાયડીનો શબ્દ).

રાણીને કહ્યું કે "હવે મને આવે આજ કાલ કરતાં દશ દીવસ થઇ ગયા ને હું તો તમોને વહુ જાણી મળવા આવી છું તો તમે શણગાર કરી આજ મારા પાસ આવો તો દુખડાં[1] લેવાનો ઊમંગ ભાગે." રાણી બોલી કે "રાજા નહીં ત્યારે શીણગાર કોને માટે પેહેરૂ?" તો કહ્યું કે "ના, પેહેરો." ત્યારે રાણી પાછું બોલી કે "ફોઇમા રાજા વના રાણીને શીંગાર શોભે નહીં ને ઠાકોર જાણે માઠું લાગશે." ત્યારે ફોઇ બોલી કે "હું કહું છું એટલે તમને માઠું કોઇ ના કહેશે." ત્યારે રાણીએ વિચાર કર્યો કે ફુઇનુ મન દુખશે તેથી શીંગાર કરવા દાશી પાશ પોતાની કાંસકી, હીંગલાની દાબડી વીગેરે મંગાવી. તે માળણે જોઇ કે દાબડો આવો છે, કાંશકી રૂપાની છે તેના અમુક ભાગે હીરા જડીત છે. હીંગાલાની દાબડી ફલાણા આકારની છે એ સર્વે બીજીવાર જોઇ લીધું. પછી પેહેરવેશ પેહેરવા પેટી ઓલાવી તેમાંથી ભાતભાતના પોશાક જોઇ લીધા ને તેમાંથી ઝીણામાં ઝીણાં પસંદ કરી તે પેહરવાને ફરમાવ્યું. અંબોડો ઓળાવી ને ફુઇએ પણ નવો પોશાક પેહેરી લીધો. પછી બંન્ને વાડીમાં ફરવા નીકલ્યાં ને વાડીમાં વાતો કરતાં કરતાં વચ્ચે હોઝ હતી ત્યાં આવ્યાં. તેની કીનારીએ થોડીકવાર ઊભાં રહી ફુઇમાં બોલ્યા કે "વહુજી આપણે હોઝમાં પડી નાહવન[2] કરયે." રાણી બોલી "બાઇ પોશાક બીજાયની?" ત્યારે ફુઇ બોલી "કાંઇ મારા ભાઇના ઘરમાં મણા છે કે તમે એક પોશાક બીગડયાથી આંચકો છો? વલી આપણ બેને સાથે ન્હાવા વારો કયારે આવશે?" એમ બોલી તેને પરાણે કીનારી ઉપરથી આલશી[3] ને માંહે નાખી ને પોતે પણ અંદર પડી. પાણીમાં વાતો કરી કલોલ કરવા એકમેક ઊપર પાણી ઊરાડયું. હવે ઝીણા પોશાક પાણીથી ભીંજવાયા ને ફુલાયાથી બન્નેની કાયા આખી દેખાઇ આવી, તેમાં ફોઇમાએ જરા નજર કરી જોયું તો રાણીની ડાબી ઝાંગે એક કાળો ડાઘો[4] ત્રણ આંગલ લાંબો જોયો. તે ફોઇએ

---

૧ દુખડાં=ઓવારણાં. ૨ નાહવન=નાહાવું. ૩ આલશવું=આંચકો મારવો. ૪ ડાઘો=ડાઘ.

ધ્યાનમાં રાખ્યો કે આ એંધાણી હવે પુરતી છેઃ

*દુષ્ટ ન છોડે દુષ્ટતા, બડી ઠારે હૂ પાય—
તૈસેં તજત ન સ્યામતા બિષ, શિવ કંઠ બસાય.

પછી બન્ને જણુ ઘર જઇ ભોજન પ્રશાદ કરી સુઇ ગયાં. બીજે દીવસે સવાર પડતાંજ ફુઇમા બોલી કે વહુજી હું ફક્ત તમને મલવાને આવી હતી, માટે કાલ તો જવાની મરજીલી છે! તે શાંભળી રાણીએ કહ્યું એટલામાં શું જાઓ છો? વીગેરે વાતચીત કરી. પણ જવાનો નીશ્ચય કરયો એટલે રાણીએ કહ્યું કે તમારા ભાઈ અહીંઆ નથી એટલે શા કામનુ? જો તે હોત તો ભાણુા[1] ને માટે પોતાની આબરૂ પ્રમાણે પેરપેરામણી કરીને સારૂ સારૂ આપત; પણ હું તો સ્ત્રી જાતી તે મારા ગજા પ્રમાણે ફુલ નહિં ને ફુલની પાંખડીજ આપુ છુ!" તે દીવશે રાણીએ પેરામણી તયાર કરી ને બીજે દીવસ ચાલતી વેલા બાઇના આગલ ધરી. ત્યારે માલણે જોયલું કે રાણી પાસે રાજાની ખાશ સોનાની કટાર તથા રૂમાલ આપેલો હતો. તે હમેશ ભોજન વેલા તેની પુંજા કરીને રાણી જમે છે, માટે એંધાણીમાં એજ ચીજો માગી લઉં. તેથી બોલી વહુજી મને કાંઇ જોઇતું નથી; પણુ મારા ભાઇનો રૂમાલ ને કટાર તમારા પાશ છે તે બહુ શોભમણા છે તે આપો તો તમારા ભાણાને રમવા કામ આવશે ને મારા પાશ પણુ મારા ભાઇની એંધાણીઓ છે એવાં વ્હાલ[2] ઉપજશે." ત્યારે રાણીએ કહ્યું કે રાજાનો કટાર ને રૂમાલ તે કેમ અપાય? ને મારે તો તેની સેવા કરી જમવાનો નીમ છે તે જાય ત્યારે મારે ભુખે મરવું પડેની? માટે કાંઇ બીજું માંગો, જે સરવ છે તે તમારૂંજ છે." પણુ પેલીએ આગ્રહ છોડયો નહીં ને બોલી કે 'ઞમે તે હો પણુ એ કટાર તો ભાણીઆને રમવાને આપો તો શારૂ કે ભલા

---

*દુષ્ટ પોતાના અવગુણને છાડે નહીં—જેમ વીખને મહાદેવે પોતાના કંઠમાં રાખ્યું પણુ કાળું મટયુ નહીં.

1 ભાણો=ભાણેજ (હાડનો શબ્દ). 2 વ્હાલ=હેત, પ્યાર.

મામાના ઘરની આવી રૂડી કટાર દેખી ખુશી થશે ને, સંભાલશે, તેમ હું પણ લાખ રૂપૈયા મલ્યા સમજીશ.' રાણીથી કોઇમાનો આવી રીતનો આગ્રહ દેખી ના પડઇ શકઇ નહિ, તેમજ વલી બીની[1] કે રાજા કહેશે કે જો બાયડીનો જીવ એક કટાર ને રૂમાલ સારૂ ચાલ્યો નહીં ને મારી પુઇને દુખવીને બાર કહાડી. તેથી તેના ખીજાવવાના બીહકે કટાર રૂમાલ સોંપ્યા. તે લઇ દીવસ આથમતાં પેલી ઢોંગી માળણ વાજતે ગાજતે વીદાય થઇ. તેને રાજાની પુઇ જાણી સર્વે લોક ભાગોલ શુધી વિદાય કરવા ગયાં ને પછે પાછા ફરયા. માળણનો ધીમે ધીમે સંઘ[2] ચાલ્યો તે છેક મધ રાત શુધી અજમેર તરફનો રસ્તો ધરયો. મધ રાતે જુદે જુદે રસ્તેથી તેની તેનાતના શેરમીઆ વાલા બધા લોક પાછા શેહેરમાં ગયા ને માલણ પોતાને ઘેર જઇ શુઇ ગઈ.

બીજે દીવશે શેરમીઆ પોતે માળણ પાસથી ખબર કાહાડવાને ગયો, "કેમ, બહેન કાંઈ મારો ને સોડીનો મેલાપ થાય એમ છે ?–ઝટ બોલી દે તો લાખ રૂપયા આપું." માલણ બોલી કે "ઇનામ આપ કિંવા ના આપ પણ તારો ને એનો મેળાપ તો કોઇ દેવ પુંજે ત્યારે બીજા અવતારમાં થાય–આ અવતારમાં તો નહીજ." આ જવાબથી શેરમીઆ ફીકો પડી ગયો ને બોલ્યો કે "બહેન ! ત્યારે તો મારૂં શીર જશે !" માળણે કહ્યું કે "તું બીશ નહીં, તારૂં શીર રહેશે ને હાડાનું શીર કપાશે તેવું હું કરી આવી છું." પછી સઘલી વાત માંડીને કહ્યું કે તું દીલ્હી જઇને દરબારમાં કહે કે હું સોડીના મ્હોલમાં રહી આવ્યું છું અને તેના પુરાવામાં મ્હોલની સઘલી એંધાણી આપજે તેથી જો હાડા કબુલ ના કરે તો પછી સોડીના અંતઃપુરની એંધાણીઓ આપજે કે તેનો હીંગલાનો દાબડો આવો છે, કાંસકી આવી છે ને આટલા પોશાક છે. તેથી પણ કબુલ ના કરે તો કહેજે કે રાણી મારા ઊપર લીન

---

[1] બીની=બીધી. [2] સંઘ=સથવારો.

થઇ હતી તેથી હાડાનો આપેલો કટાર ને રૂમાલ આપી દીધા છે અને તોય ના કહે તો પાદશાને કહેજે કે " પાદશાહ સલામત! મોટા ઘરની કચેરી વચ્ચે એબ કહેવી પડે છે તે માફ કરશો–પુછો એને કે એની રાણીની ડાબી ઝાંગ ઉપર ઘઉં જેવો મોટો ડાઘો છે–એ વાત ખરી કે ખોટી ? ને ખરી હોય તો મારી સાથે સુવા વગર મને કયાંથી ખબર પડે ?" એટલે હાડાથી જવાબ અપાશે નહીં ને પાદશાહ તેનું માથું કાપશેઃ

મુવો ચઢેલ કલંક, મુઓ અપજશ લે આપે,
મુવો એપ કરનાર, મુઓ જે રલવું પાપે !

આટલી વાત લઇ શેરમીઆએ તો ખુંડીકોટાથી પોતાનો પડાવ ઉઠાવ્યો. જેવી ધામધુમથી તે આવ્યો હતો તેવી ધુમથી વિદાય થયો. કોઇ કીલ્લો લઇને ફરીઓ હોય તેમ ડોળ કરીને મંજલે મંજલ કરતો તે દીલ્હી ચાલ્યો. હજી બે ત્રણ દીવશની મંજલ કરવી રહી છે તેટલે વેગલેથી તેણે હલકારો દોડાવ્યો. પાદશાહને વધાઇ આપી કે શેરમીઆ પોતાની શરત જીતીને આવ્યો છે. દીલ્હીમાં મ્હોલ્લે મ્હોલ્લે ને ચઉટે ચઉટે વાત થઇ ચુકી. હાડાના મ્હોં સામું કેટલાક દયા આણી જુએ છે ને કેટલાક મશકરી કરે છે કે ઠાકોરડા[1] ભાઇની ડેંગ[2] ચાલી નહીં. સર્વે હાડાનું મ્હોં ઝાંખું પડી ગયલું હોંશમંદ થઇ જુવે છે. પણ જ્યાં નજર કરી જુવે છે, ત્યાં રજપુતના મ્હોં ઉપર તેજ જેતું તે રહ્યું છે. તે હીમ્મત હારયો નથી ને કોઇ કહે છે તો જવાબ વાલે છે કે શેરમીઆં જખ મારે છે. મારી રાણીનાં પેજારના પણ મ્હોં જોયાં ના હોય. તેમ કરતાં શેરમીઆ દીલ્હી આવી પુગ્યો ને પાદશાહ પાસે તરતજ દરબાર ભરી એને સાંભલવાનું માગી લીધું. પાદશાહે શેહેર વચે થાલી પીટાવી કે જે અમીરને ચાંપરાજ હાડા ને શેરમીઆની શરતનું પરીણામ જાણવું હોય તેમને હાજર થવું. વલતે દીવશે કચેરીમાં શોધ્યો પગ મેલવાનો

---

૧ ઠાકોરડો=નાનો રાજા (તોછડાઇમાં). ૨ ડેંગ=ડીંગ.

પણ જગો રહો નહીં. વર્ષમાં એક વેલા ફક્ત સલામ ભરવાનેજ આવે તેવા અમીર ઊમરાવ પણ હાજર થયા. દરબારના ચોક વટીક ભરાઇ ગયા. લોકને ઉભું રહેવાને જગો કેયે રહો નથી તોય ઢુંગનુ ઢુંગતો નીસરીને આવતુંજ જાય છે. તેવા અથાગ મેલાવડા વચ્ચે એક કારે શેરમીઆ ને એક કારે ચાંપરાજ હાડા એકેક ઉપર વાઘ તલપે તેમ તલપતા ઊભા રહ્યા. ત્યાં શેરમીઆએ ધણીએ અતિશયોકતી[1] કરીને પોતાની જુવાનીના વખાણ કરયા ને રાણી સાથ સંગ કરયાની સાબાસી લીધી. તેવી સાબાસ મેલવવામાં જુઠું ઊમેરવાને બાકી તો કાંઇ રાખ્યુંજ ના હોય !

*આપની પ્રભુતા કો સબૈ, બોલત જુઠ બનાય,
બેસયા બરસ ઘટાબહી, જોગી બરસ બઢાય.

જ્યારે તેણે બડાઇ સાથ મહેલની એંધાણીઓ આપી ત્યારે હાડા બોલ્યો એતો કોઈ ઘરના માણસથી પુછીને લાવ્યો છે. પછી રાણીના ખાસ મહેલની એંધાણી આપી તો તે પણ ના માની. તે પછી હાડાનો રૂમાલ ને કટાર કચેરી વચ્ચે મુકયા,–"બોલ આ તારાં આપેલાં વાનાં તો ખરાં ઠેરાં કે? જે મને આપી દીધાં છે." તોય હાડા બોલ્યો કે "એતો એણે કોઈ ચાકર ચુકરને લાંચ આપી ચોરી આણ્યાં છે." એના મનમાં કે જે આ પુરૂશ મારી રાણી સાથ સુતો હશે તો તેની ઝાંગ ઉપરની એબ અવસ્ય કહેશે. એટલામાતો શેરમીઆ તેજ બોલી ઉઠયો કે હાડાનું મ્હોં લેવાણું. ને પાદશાહને એકે જવાબ આપી શકયો નહી. ત્યારે પાદશાહે પુછ્યું "કેમ! હવે ગરદન મારવો જોઇએ કે નહી?" હાડા બોલ્યો–"હું હારયો, માટે શરત પ્રમાણે મારૂં શીર લ્યો." પાદશાહે શીર છેદનારા બોલાવ્યા કે બે જણ હાડાના બે હાથ ઊભર ઝાલીને ઊભા. પાદશાહે

---

1 અતિશયોક્તિ=સહરાવીને.

* [illegible] ઉમેરાને પણ પોતાની સાબાસી [illegible] [illegible] [illegible] પોતાની ઉમર [illegible] કહે છે ને [illegible] [illegible] વધતાં કહે છે.

પહેલો હુકમ આપ્યો કે "મારો! રજપુતને અરદન!" પણ રાજનો કાયદો છે કે ત્રણ હુકમ થાય ત્યારે છેલ્લા હુકમે શીર ઉપર ઘા કરે. તેમ એક હુકમ થયો કે આખી કચેરી દગ્ગદગી રહી. ને બીજો હુકમ થયો ત્યારે તો હાડાની આંખમાંથી આંસુની ધારા ચાલુ થઇ. તે જોઈ પાદશાહને અચરત લાગ્યું તેથી મારાને[1] દૂર થવા ફરમાવી હાડાને પાદશાહે કહ્યુ "હે ભુંડા તેં મારી દરબારનું નાક લીધું કે રજપુતનો દીકરો થઇને તુ મોત ભાગો રૂવે છે!" તે સાંભલી હાડા તુરત આસુ લુછી લાલચોળ થઈ ઊભો ને બોલ્યો–"સાહેબ! મારૂ શીર જાય છે તે ભાગો હું રોતો નથી. હું કાયર બચ્ચો[2] નથી તેની જોઇએ તેમ તપાશ લ્યો. પણ મારી બાયડીનો મને પાક્કો ભરૂશો હતો તો તે ખાતર મેં મારૂ શીર લખી આપ્યું. આજ મારૂ શીર કપાય છે ને લોક કહેશે કે બાયડી ખાતર હું મરાણો; પણ તે જુઠીને એ ધીટકારાના શબ્દો કહ્યા વિના મારયો જાઉં છું તે મને દુખે છે. કદી જો મને પાદશાહ રજા આપે તો મારે શહેર જઇને મારી બાયડીને ધ્રટકારીને એક માસમાં પાછો આવું ત્યારે પાદશાહ મારાં એકને બદલે બે શીર કાપી લીએ:—દુઃખની બાકી પરવા હું કરતો નથી."

*બડે બડેકુ દુઃખ હેં, છોટેસેં દુઃખ દૂર,
તારે સબ ન્યારે રહે, ગ્રહે ચંદ્ર ઓર સુર.

પછી બાદશાહે પુછ્યું કે એ તો ઠીક, પણ તું પાછો ન આવે ને તારા ગામના કિલ્લામાં ભરાઈ બેસે ત્યારે મારે પાછું લશ્કર દારૂ ગોળો ને પૈસાથી હાણી પોહિંચે તેનું કયમ કરવું? માટે તારે બદલે કોઇ પોતાનું શીર લખી આપે તો તને રજા આપુ." હાડાએ આમ

૧ મારા=મારી નાખનારા. પોરાગીરો. ૨ કાયર બચ્ચો=બીચકારાનો છોકરો.

* દુખ મોટા માણસને માથે છે, હલકા લોકોને હોતુ નથી—જેમ તારા વેગલા રહે છે ને ચંદ્ર સુરજને ગરહણ થાય છે.

તેમ કચેરીમાં જોયું, પણ કોઇને બદલે પોતાનું ડોકું આપવાને કોણ ઊભો થાય? એટલે હાડા પાછો ફીકે મોહોડે નીચું જોઇને શોકાતુરની માફક ઊભો રહ્યો. એટલામાં કચેરીમાં લાલખાં કરીને કોઈ મોટાં મનનો પઠાણ હશે તેને ને હાડાને સેજ પ્રીતિ હતી, તે ફક્ત એટલી કે સાંજરે હાડા કસુંબો પીએ તેમાં તે સાથી હતો. તેણે વિચાર્યું કે હાડાને ને મારે રોજ કસુંબો પીવાની દોસ્તી છે તો હું જો એને બદલે ડોકું આપીશ તો મારૂં નામ રહી જશે અને લોકોમાં મારી કીર્તિ વાધશે[1] કે એવાએ પુરૂષ થઈ ગયા કે જેણે દોસ્તી ખાતર પોતાનું શીર આપ્યું. એવું ધારીને તે એકદમ કચેરીમાં ઊઠી પાદશાહને સલામ કરીને બોલ્યો કે "સાહેબ જો એ હાડો મહીનાની અંદર પાછો નહીં આવે તો મારૂં શીર લેજો." આવી તરેહથી એકદમ લાલખાંના આવાં વચન સાંભળીને હાડા ઠાકોરની આંખમાં તેજ તલક્યું; પણ કચેરીના મુસલમાન અમીરો લાલખાંને વારવા મંડયા કે "ભલા હાથે કરીને કાં ડોકું કપાવે છે? એ હાડો ઠાકોર પોતાને ગામ જસે તો બાઇડી પાસે ભરાઈ બેસશે અને તારે વગર ફોકટનુ માથું આપવું પડશે, પછી તારી મરજી." ને લાલખાંને લોકોએ ઘણો સમજાવ્યો; પણ એણે પોતાની દ્રઢતા[2] છોડી નહીં. ત્યારે પાદશાહે હાડાને મહીનાની મેહતલ આપી ને પછી કચેરી બરખાસ્ત થઈ. ત્યાર પછી હાડા ઠાકોર ને લાલખાં એકએકના ખભા ઊપર હાથ મુકીને ઘર ભણી ચાલ્યા ને ઠાકોર લાલખાંનો મોટો ઊપકાર માનવા લાગ્યો ને કહ્યું કે "હું મહીનાની અંદર જો પાછો ના આવું તો મારૂં નામ રજપુત નહીં ને તું જરાએ ધાસ્તી ના રાખતો કે હું મારે બદલે તારૂં ડોકું કપાવું. તેં મને મહીનાની મેહેતલ અપાવી છે પણ ૧૫ દીવસની અંદર જો હું આવું તોજ મારૂં નામ હાડા ઠાકોર ખરૂં." એમ વાતો કરતા રસ્તા ઊપર ચાલતા જાય છે ને લાલખાંને કહ્યું કે આજ આપણે છેલવેલો કસુંબો કાઢીએ,

૧ વાધશે=વધશે. ૨ દ્રઢતા=ઠરાવ.

કેમકે તમે નહીં આવશો તો હું નહીં હોઊં ને તમે આવશો તો તમે નહીં રેહેશો એટલે આપણે તો સાથે આજનોજ દીવશ છઇએ– એમ કહી લાલખાં હાડાંને પોતાની દેવડીએ લઇ ગયો ને ઠાકોરની પાસે કશુંબાનો સર્વ સામાન અને તરેહતરેહના મેવા મીઠાઇ મુકી. પછી, લાલખાંને આજ્ઞા માંગી ઘરની અંદર જઇને પોતાનો છોકરો અમીરખાં કરીને હતો તેને કહ્યું કે "ભાઇ તું જો મારોજ દીકરો હોઊ તો તું મારી મન કામના પુર્ણ કરે!" એટલે અમીરખાંએ કહ્યું પીતાજી તમે જે કહેશો તે કરવાને હું તત્પર[1] છું. ત્યારે લાલખાંએ ફરમાવ્યું કે મારા જીવવાની તું આશા મુકી દે ને હું કંઇપણ તરેહથી મારી કીર્તિ થાય તેમ મરવાને ખુશી છું માટે તું હાડાજીની સાથે જઇ ગમે તેમ કરીને એને ૩૦ ના ૩૫ દીવસની વાર કરે તો ઠીક થાયઃ

*ખડે ભાર લૈ નિરવહૈં, તજત નખેદ બિચારી,
સેસ ધરી ધરિ ધર ધરૈં, અબલૌં દેતનહારી.

અમીરખાંએ જવાબ આપ્યો કે તમારી ઇચ્છા છે તો હું ૩૫ ના ૪૦ દીવશ કરૂં તોજ ખરો. એટલે લાલખાં હાડા પાસે આવી એકમેકે સારી પેઠે કસુંબા પાણી છક[2] કર્યા ને મેવા મીઠાઇ ખાઇને તૃપ્ત[3] થયા. પછી હાડા ઠાકોરે જવાની રજા માંગી ત્યારે લાલખાંએ કહ્યું કે "તમે જાવ છો એ તો ઠીક છે પણ જરા તમારા આ ભત્રીજા અમીરખાંને તમારી સાથે તેડતા જાશો." એટલે હાડાએ મનમ વિચાર્યું કે એના મનમાં દગો વાશો કે એ ફરીથી પાછો નહીં આવે વાસ્તે એ એનો છોકરો સાથે મોકલે છે પણ ખેર આપણા

* મોટા માણસને પોતાનો માણસ બોજ જેવો થઈ પડે તોપણ છોડે નહી—જેમ સેસનાગ બહુ દીવશથી પૃથ્વીને ઊપાડી રહ્યા છે પણ હજી સુધી મુકતા નથી.

1 તત્પર=તયાર. 2 છક કરવા=ઘણું પીને લહેરી થવું. 3 તૃપ્ત=પેટ ભરીને, પુરતુ.

મનમાં કાંઈ દગો નથી માટે છો આવતો. એવો વિચાર કરીને કહ્યું કે "ભલે મોકલો અમીરખાંનને,–એકથી બે ભલા." પછી ઘોડા ઉપર જીન કશીને ઘોડાએ બેઉ જણા તૈયાર થયા ને પંથે[1] પડયા. રસ્તામાં ચાલતાં બે ચાર દીવશ થયા કે છોકરાએ રોકવાને માટે ઢોંગ કરવા માડયા કે "કાકાજી આ ગામ મેં નથી જોયું ને ફલાણું નથી જોયું માટે એકાદ દીવશ રોકાઇએ." પણ ઠાકોર કાંઈ એનું સાંભળે નહીં. ને ઘણાએ બાંનાં કાઢયાં પણ કાંઈ ઠાકોર થોભે નહીં. પછી છોકરાએ વિચાર્યું કે જો આમનેઆમ ઘોડા મારી મુકશે ત્યારે તો દસ દીવસમાં બુંડીકોટા જઇને પાછા દિલ્લીમાં આવી પોંચશું તો મારા પિતાની મનકામના પાર પડશે નહીં ને મારૂં વચન જાશે. એટલા વાસ્તે તેણે કોઇ જંગલ વચેથી બંને ઘોડા ખેડે છે તેવામાં ઘોડાના પેંગડામાંથી[2] એક પગ કાડી નાખીને ઉપરથી હેઠળ પડી ગયો ને બુમો પાડવા લાગ્યો કે મારો તો પગ ભાગી ગયો. ને ખાલી ઢોંગ કરીને ઘડીએઘડી બરાડા પાડવા માડયા. પછી ઠાકોર એની પાસે આવીને નીમશોશ[3] નાખીને બોલ્યો. "અમીરખાનનો તો પગ ભાગી ગયો ને હવે કયમ કરવું? આ તો મધ્ય સમુદ્રે વાહાણ ભાંગ્યું એવું થયું ને એને આ રાનમાં મુકીને મારાથી કેમ જવાસ?" એવો વિચાર કરતો બેઠો. પછી પાસે કોઇએક ગામ હતું ત્યાં જઇને ચાર મજુર બોલાવીને ખાટલો તલાઇ ગોદડું ને ઓસીકાં લેવરાવીને અમીરખાંનને ખાટલામાં સુવાડી ગામમાં લઇ ગયો ને ત્યાં કાંઇ ઓસડ વેસડ કર્યાં. તેમાં દીવસ દસેક નિકલી ગયા. દરમીઆન હાડા રોજ એને પુછે કે ભાઇ તને કાંઇ ફેર પડયો ત્યારે પેલો નાની ના કહ્યા કરે. એને તો ઢોંગ કરવો ને જેમતેમ હાડાને વિક્ષેપ[4] પાડવા સારૂ તો એના બાપે એને મોકલ્યો છે તે એ હા શું કરવા કહે કે મને ફેર છે? પછી હાડો તો ઘભરાઓ ને એને મુકીને જવાનો

---

૧ પંથે પડયા=રસ્તો પકડયો. ૨ પેંગડું=ઘોડાના પાવડો.
૩ નીમશોશ=નીસાશો. ૪ વિક્ષેપ પાડવા=નાશીપાશ કરવો.

નિર્ણય કર્યો કેમકે દીવસ ૧૫ રહયા. તેથી હાડાએ અમીરખાંનને કહ્યું કે તમને જો આરામ હોય તો મારી જોડે ચાલો નહીં તો તમે અહીં રહો એટલામાં જઇને આવું છું. પછી છોકરાએ જાણ્યું કે આ તો કામ ખોટું થાય ને એટલામાં એતો જઇને આવશે માટે કહ્યું કે જો ઘોડા ધીમે ધીમે ચલાવો તો હું આવું. ઠાકોરે કહયું કે ઠીક છે. ને બેઉ જણા ઘોડા ઉપર બેશીને ચાલતા થયા. પછી ઠાકોરે જાણ્યું કે આમ ધીમે ધીમે ચાલતાં તો ઘણા દીવસ જોઇએ માટે મારી રાણીને ઠપકો આપ્યો ને ના આપ્યો, પણ વચમાં બીચારા લાલખાનું શીર જશે એમ વિચારી હાડા ઠાકોરે ઘોડાની લગામ પાછી દિલ્હી તરફ ફેરવી. એટલે તરત અમીરખાં ચેતી ગયો કે ઘોડા દિલ્હી તરફ ફેરવ્યો અને પુછ્યું કે "કાકાજી તમે ઘોડાને પાછા દિલ્હી તરફ કેમ ચલાવો છો? આપણો માર્ગ તો આણી પાસ રહ્યો. ત્યારે હાડાએ જવાબ આપ્યો કે ભાઇ હવે આપણી મુદતને દીવસ થોડા રહ્યા ને આવી તહરેથી ચાલતાં આપણે પંદર દીવસમાં પણ પાછા વલીએ નહી, ત્યારે મારી બઇરીને શો ઠપકો આપવો છે? ને વલી મારા વાસ્તે તારા બાપની જાનનું જોખમ થાય ને મારૂં વચન જાય, તો મને ખોટ લાગેઃ—

વચન પલે તે રાય, બાકીતો રાંડી રાંડો,
વચન પલે તે શાહ, બાકિ ગુણહીણો ગાંડો.
વચન પલે તે વિપ્ર, ધર્મ સઊ ધાર્યો તેણે,
વચન પલ્યુ તે વીર, જગત જશ લીધો જેણે.

એટલે અમીરખાંએ જવાબ આપ્યો—"ત્યારે ચાલો આપણે બુંદીકોટા તરફ ઘોડા મારી મુકીએ. એટલે આપણાથી ઝડપમાં પોંચાશે ને આપણું કામ પણ પાર પડશે." હાડા અને અમીરખાંએ ઝડપથી ઘોડા મારી મુકયા ને એક બે દહાડે બુંદીકોટે પોહોંચ્યા અને જ્યારે રાજ્ય મેહેલ આગળ આવ્યા કે હાડાએ અમીરખાંનને કહ્યું કે તમે જરા નીચે ઉભા રહો ને હું જરાક વારમાં

ઊપર જઈને આવું છું. એટલામાં દાસી બારીએ ઉભી હ( તેની નજર એકદમ નીચે ગઈ ને જોયું તો ઠાકોરને દીઠા કે તુર રાણીને ચેતવી—"રાણીજી ઠાકોર આવે છે." ત્યારે તે બોલી "ઠાકોર શા ને વાત શી? તું કાંઈ મારી મશકરી કરે છે; કાંઈ કાગ( કે પત્ર નથી અથવા નીશાન નગારાં નથી ને એકદમ ઠાકોર કે આવે?" "તો હમણા નજર પડશે." એટલી વારમા તો ઘર ધ કરતો હાડા ચઢીને ઉપલા માળ્યે આવી પુગો. ત્યાં રાણી હીંચોલ ખાય છે તે એકદમ ગાભરી પોશાક સજ કરીને ઊભી થાય છે તેવા એકદમ રાણીને ધીટકારવા લાગ્યો: "ધિક્ક છે તને; ફટ પડી તા જાતને અને ફટ તારો અવતાર કે તારે વાસ્તે મારૂં શિર કપાય છે. એવી રીતે ત્રણ વાર તે બીચારી નિર અપરાધી બાઈ ઉપર ફિટકા કરીને હાડા એકદમ પાછો ઊતરી ગયો; અને ઘોડા ઊપર બેસ અમીરખાં સહીત દીલ્હીને પંથે પડ્યો. હવે રાણીએ કોઈ દીવસ તુકારો[1] ખમ્યો નથી તે આટલું બધું સાંભળીને ઘાભરી બની ગઈ. પછ જુસ્સાથી લાલ ચોલ બની હવે તો ભીંતમાં શિર અફાલી પો આપઘાત કરીને મરવું એવા વિચારથી તે ધસીને જેવી ભીત પા: જાય છે એટલામાં દાસી ઘણી ચતુર હતી તે ચેતી. કે આ કાલ મારી આપઘાત કરશે તેથી તેણે રાણીને બાઝી પડી અને કહ્યું "બાઈ આ શું? એકદમ ગાભરાં શું થઇ જાવ છો? ઠાકોર કાં વગર વાંકે આમ કેહે નહીં, માટે મને એમ સૂઝે છે કે તમા સારૂ કાંઇ દિલ્હીમાં હોડ પડી હશે તેમાં કોઇએ તરકટ કર્યું છે તેથી ઠગાઇને ઠાકોર તમને આવા તિરસ્કારના બોલો કહી એકદ ચાલતા થયા. માટે તમારે માથે કાંઇ કલંક ચઢ્યું છે. તે ખબ કાઢીને ઉતારો ને પછી જીવ આપવો હોય તો આપો. ઠાકોર બોલ ગયા કે મારૂં શીર કપાય છે. તે ઠાકોર મરશે, તમે મરશો ને આવી હશે તે કપાળે રહેશે!" આ વાત સાંભળી રાણ

1 તુકારો=ધીક્કાર.

શાંત પડી ને પછી દાસી સાથે સંકેત કરીને દીલ્હી ચાલવાનું ઠેરવ્યું. રજપુત લોકોમાં ગાયનકળા તથા બીજા હુનરો શીખવાની તે વેલાએ સ્ત્રીઓને છુટ હતી તેથી રાણીજીને નાનપણથીજ ગાયન પ્રકાશમાં[૧] વધારે માહીતગારી હતી. એટલે રામજાનીનો વેશ ધારણ કરી સારંગી વાળો તથા તબલા વગાડનારને સાથે લઇને ઉપડવાની તૈયારી કરી.

કદિ ચડવા સુખ પાલ,[૨] કદિ શિર ભાર ઉચકિયે,
કદિ ભોજન બહુ ભાત, કદિ અન્ન વિના અટકિયે.
કદિ પાંચ પોશાક, કદિ કોપિન[૩] ભર જઇએ,
કદિ સેવક નિજ[૪] સાથ, કદિ કિંકર[૫] પણ થઇએ.
કદિ આપ સદાવ્રત આપીએ, કદિ આપણ કર[૬] ઓડિએ,
સામલ કહે સમરી[૭] રામને, છત[૮] હિંમત નવ છોડીએ.

પછી ગાડીખાનામાંથી જુનો ગાડીવાન હતો તેને બોલાવી કહ્યું કે "આજ તારે ખરી નોકરી બજાવવાની છે. મારે ત્રણ દી ની અંદર દીલ્હી પહોંચવું છે તે તું કયમે કરી પહોંચાડીશ?" ગાડીવાળાએ કહ્યું કે બાઇ હુ તમારૂં અન ખાઇને મોટો થયો છું ને હજુ સુધી મારા પેટમાંજ છે ને કોઇ દીવસ ચાકરી તો કરી નથી, માટે જેમ બનશે તેમ બળદીઆને મારી નાખીશ, હું મરી જઇશ; પણ નોકરી તો હલાલ કરીશ. તેથી ગાડી તૈયાર કરીને સર્વ નીકળ્યાં ને ત્રીજે દીવશે દિલ્હી હાડા ઠાકોરની અગાઉ પોંહોંચ્યાં. ત્યાં એક મ્હેલ ભાડે લઇને રહ્યાં. હાડાના પાછા વળવાની મુદતને ૩) દીવશ બાકી રહ્યા છે તેથી આજ શેરીએ શેરીએ હાડાનીજ વાત ચાલતી હતી કે ઠાકોરડાએ દગો કરયો ને લાલખાં બીચારો મરાયો જોય છે. એ વાતની દાસીએ તજવીજ કરી તો માલમ પડયું કે "દરબારની અંદર પાદશાહે બીડું મુકયું હશે કે જેની સ્ત્રી પતીવ્રત

---

૧ ગાયન પ્રકાશ=ગાયનની વિદ્યા. ૨ સુખપાલ=પાલખી. ૩ કોપીન=લંગોટી. ૪ નિજ=પોતે. ૫ કિંકર=ગરીબ, ભીખારી જેવો. ૬ કર ઓડવો=હાથ ધરવો. ૭ સમરવું=યાદ કરવું. ૮ છત હિંમત=છતી હીમત.

પાળે એવો કોઈ હોય તે આ બીડું ઝડપે. તે બીડું ૩) દીવશ સુધી દિલ્હીની દરબાર વચે કોઈએ ઊડાવ્યું નહીં. તેથી તે હાડાએ ઝડપ્યું કે મારી રાણી શીલવંતી છે, ત્યારે શેરમીયાં કરીને કોઈ મુસલમાન હશે તે બોલ્યો કે સાહેબ એની સ્ત્રી પતીવ્રતા નથી ને હુ તેની સાથે સુઇને સિધ્ય[1] કરી આપું; તેથી તે ખુંડીકોટા ગયો ને રાણી સાથે સુઇ આવ્યો. એટલે હાડાને ને શેરમીયાં એક એકને સરત હતી કે જે હારે તેનુ શીર કપાય, તેથી બાદશાહે દરબાર ભરીને હાડાનુ શીર ઉડાવવાને હુકમ કરયો. એવો એક હુકમ થયો ને બીજો હુકમ થયો ત્યારે હાડાએ માંગી લીધુ કે જેને વાસ્તે હું શીર આપુ છું તેને કાંઇ જાણ કરી ને એને ફીટકારીને પછી આપું તો મને શાંતતા વળે. પછી ઠાકોર જો પાછો ના આવે તો એને બદલે એક લાલખાં કરીને મુસલમાન સરદાર એનો મિત્ર હતો તેણે પોતાનુ શીર આપવું કબુલ કરયું ત્યારે પાદશાહે એને ગામ જવાની રજા આપી. તેણે ૧ મહીનાની મુદત કરી હતી તે પુરી થવા બેઠી, પણ હજી સુધી એ આવ્યો નહીં ને એને બદલે લાલખાં સાંજ સવારમાં મારયો જશે." એવી ખબરો રાણીએ રામજાનીના વેશમાં સાંભલી ત્યારે જાણ્યુ કે આ વાતનો સાર તો આ છે. પણ દિલ્હીની અંદર એને કોઇ પણ ઠેકાણે પીછાન ન હોતું વાસ્તે વિચારયું કે મારા સ્વામી વાસ્તે જે લાલખાંએ શિરવટીક કબુલ કરયું તેને ત્યાં જવાની કાંઇ હરકત નથી માટે તે બાઇ રામજાનીના વેશે લાલખાંને ત્યાં ગઈ અને કહ્યું કે "હાડાની રાંડ છું ને હુ હાડાને મલવાને દીલ્હી આવી હતી પણ તે પોતાના રાજમાં ગયો છે એટલે પાછી જઉં છુ. પણ ભલા અહી વેર આઈ છુ[2] તો તમે તેના મિત્ર છો તેની સામે મુજરો કરવાની ખાહેશ રાખુ છું. પછી લાલખાંએ પોતાના મિત્રની ગુણીકા[3] જાણી તેથી તેનો બહુ હાવભાવ કરયો. પછી તે દીવશે એનો મુજરો થયો તેમાં લાલખાં તો થોડુંક ગાયણુ સાંભલીને જ ખુશી થયો ને

---

૧ સિધ્ય=સાબેત. ૨ આઇ છુ=આવી છું (વાતચીતમાં). ૩ ગુણીકા, વેસ્યા=રાંડ.

એને ઇનામમાં થાલ ભરીને મોતી આપવા માંડયા. પણ એણે કહ્યું કે હું હાડાના હાથ વના બીજા કોઇનુ લેતી નથી—પણ તમારા પાસે માગું છું કે હુ દીલ્હી સુધી આવીને પાછી જઉં માટે પાદશાહ મારો મુજરો સાંભલે એવું કાંઇ કરો તો મોટી મેહેરબાની.” પછી લાલખાંએ કહ્યુ કે “એમાં શું ? એ મારૂં કામ કહીને લાલખાંએ પાદશાહ કને જઇને કહ્યુ કે બુંડીકોટાની એક નાયકીની આવી છે તે ઘણુંજ સારૂ ગાણું ગાય છે અને તે આપની પાસે મુજરો સંભળાવવાને વાસ્તે ઘણી આતુર છે માટે જો આપની મરજી હોય તો હું એને બોલાવું. પાદશાહે હા કહી કે લાલખાંએ એ રામજાનીને પાદશાહ કને તેડી લાવીને ગાણું શરૂ કરાવ્યું. પોહર અધ પહોર ગુણીકાએ તો એવી ચીજો ઉડાવી કે પાદશાહ સાંભલી સાંભલીને ખુશી થઇ ગયો ને વાહવા કહીને બોલયો “માગ માગ જે માગે તે આપું ?” ત્યારે તે ગુણીકા બોલી કે “મારે બીજું કાંઇ નથી જોઇતું, માટે માગુ નહી–હાલ તો માગુ તમારૂ વચન કે જ્યારે હું માંગુ ત્યારે મને આપશો.” પાદશાહે કહ્યું મારૂં વચન છે. પછી તે રામજાનીએ કહ્યુ કે “બુંડીકોટાના ઠાકોર હાડાની હું રાંડ છું અને તમારે ત્યાં કોઇ મીઆ શેરખાં કરી છે ? તે હમારે ત્યાં આવ્યો હતો ને મહીના ભર સુધી રહી ગયો અને રોજના સવા લાખ રૂપીઆ કરી રોજ મારે ત્યાં આવતો ને એણે મને પેહલાં પાંચ છ લાખ રૂપીઆ આપ્યા છે ને પછીથી તરકત કરીને નાશી આવ્યો છે. તેથી મારા રૂપીઆ લેવાને હું આવી છું. તે જોઇએ તો મને અપાવો.” આ વાત સાંભલતાંજ પાદશાહને શક ગયો કે શેરખાં કેવો વેશ્યાને ત્યાં રહી આવીને રાણીનુ નામ લીધું કે લાલ-ચોલ થઇ બોલ્યો, “હરામખોર તું તો ત્યાં જઈ તરકત કરીને ઉલટા મારા રૂપીઆ બગાડીને આવ્યો છું ! લે–આ સ્રીના જે રૂપીઆ નિકળતા હોય તે હમણાં ને હમણા આપ ને પછીથી તારો ઈન્સાફ થશે.” શેરખાન તો લેવાયલે મોંહોડે બોલ્યો કે “સાહેબ

હું તો એને ત્યાં ગયોએ નથી" ને મેં એનું આજ મ્હોંડું દીઠું. તે શીવાય એનું મોંઢુ પણ દીઠુ નથી." એવી ઝકાઝક થઈ, ત્યારે શેરખાંને ગુણીકાની સોડમાં જઇ, તેને કાલાવાલા કરવા લાગ્યો. "બહેન, બાઇ ! મેં તારૂં મોંહએ જોયલું નહી ને તું મને ગલે કાં પડે છે ?" ત્યારે રાંડ બોલી "મુવા આજ મને બહેન ને બાઈ કરીને બોલાવે છે ને મારે ઘરે આવ્યો ત્યારે તને શરમ નહોતી ? ચાલ ! મુવા મને બહેન ના કહે પણ જો તુ સાચો હઉ તો કકડતા તેલમાં આ મારી વીંટી નાખુ ને તું દાઝે નહી ને માંહેથી કાડી લે ત્યારે તું ખરો." અહીઆં આવી તરેહની ભાંજગડ ચાલતી હતી ને સાંજરે પોતાની મુદત પુરી થાય છે તેવામાં હાડા ઠાકોર આવી પોહચ્યો ને જેવી એણે દરબારની અંદર પોતાની રાણી નાયકણીને વેશે જોઇ તેવુજ તેની આંખોમાં ખુનશ[1] ભરઇ આવ્યુ કે બાયડીના ટુકડે ટુકડા કરી નાખુ ! તેને લાગ્યુ કે રાંડે મારી લાજ લીધી તો લીધી પણ પાછી ફજેતી કરાવવાને છડેછોક કચેરીમાં વેશ્યા થઇને ઉભી છે. પણ પાદશાહની દરબારમાં તો મોટા ધનેતરથી પણ કોઇનું નામ લેવાય નહીં તો હાડાનું શું ગજું ? તેથી તેણે છાનામાના ટક ટક ગુસ્સાની અંદર જોયા કર્યું. પછી પાદશાહે એકદમ હુકમ કરીને ઉનું કરકડતું ને માંહેથી ધુવાટા નીકળતા એવું તેલ મંગાવ્યું ને શેરખાંને હુકમ કર્યો કે "લે આ સ્ત્રીની વીંટી લઇને એમાં નાંખી તું ઉપાડી લે તો તું ખરો, બાકી તું ખોટો." પછી શેરખાંએ વીંટી નાંખીને એકદમ પાછી કાઢી લીધી ને દાઝયો નહી ! એટલામાં અહીં સો તાલ થયો કે સોડીએ પોતાની દાસીને સીખવી મુકયું હતું કે જેવું એના માથેથી આળ છુટે કે એને પડદો કરી લેવો. તે પ્રમાણે અંતરપટ[2] કરી લીધો. તેથી પાદશાહે આમ તેમ જોયું પણ કાંઇ રામજાની દીઠી નહીં એટલે બોલ્યો કે "એ કીયાં ગઇ ?—રામજાની તો જુઠી ઠરી !" કે પડદામાંથી બોલી કે "સાહેબ હું જુઠી

---

[1] ખુનશ=ખુન. [2] અંતરપટ=પડદો.

ને એ ખરો—કારણ હુ હાડા ઠાકોરની રાણી છુ ને શેરખાંએ તમને કહ્યુ હોતુ કે એ મારૂ શીલ લુટીને આવ્યો તેથી તમે મારા ઠાકોરને ગરદન મારવા તયાર થયા હુતા, તો આજ સાબેત થાઉ કે એને તો મારૂ મ્હોં જોવા વારો મલ્યો નથી ને કાંઇ તરકટ બન્યુછ. બાકી હમારા ઘરમાં કોઇ ચલુએ પણ ફરકી શકે નહીં, તો એ શેરખાંની શી વસાત ? તે સાંભલી પાદશાહ ઘણો ગુસે થઇને હુકમ કરયો કે હાડાને બદલે આ હરામખોરનું શિર કાપો. ત્યારે રાણી અંદરથી બોલી કે " પાદશાહ તમે વચન મને આપ્યું છે તે યાદ છે ? માટે જો યાદ હોય તો વચન પ્રમાણે એનુ ડોકુ રહે એજ માગુ છુ. " પાદશાહે પણ કહ્યુ કે " જે તારા ધણીને મારી નખાવતે તેને શું કરવા બેગારછ ? "

સાંઇ સમે ના ચુકીએ, ખેલ શત્રુસે સાર,
દાવ પરે ના છોડીએ, તુરત દાલિએ માર.
તુરત દાલિએ માર, નરદ કાચી કર દીજીએ;
કાચી ભયી તો ભયી, જીત જુગમે જશ લીજીએ.
કહે ગીરધર કવીરાય, ચતુરકી અહી ચતુરાઇ;
સો સો સોગન ખાય, શત્રુકુ હણીએ ભાઇ.

પણ પેલીનો આગ્રહ એકજ તેથી તેનો જીવ બક્ષીયો પણ ધમકાવીને કહ્યુ કે " બોલ જે તરકટ કરયુ હોય તે ખરેખરૂ કહી દે." ત્યારે શેરખાંએ માળણના વેશની સઘલી વાત કહી તેથી રાજાએ માળણનુ નાક કાપી ગધેડે બેસાડીને ગામની બાહાર કાહાડી મુકવાનો હુકમ કર્યો. ત્યારે હાડાએ વચમાં પડીને પાદશાહને કહ્યુ કે " એમ થાય નહીં, કેમકે એ જો મારી કુઇમા થઇ ત્યારે એનાથી મારા ઘરમાં પેશાયુ માટે એનુ નાક કાપો તો મારી કુઇનુ કાપ્યા બરાબર થાય માટે મને બક્ષીસ કરો; ને હુ એને મારા ગામ બહાર કાઢી મુકીશ. " પછી પાદશાહનુ હાડાજીની આજીજી આગલ ચાલ્યુ નહી એટલે તે બન્યો. રાજા રાણીનાં ક્ષમા ગુણ ઊપર અજબજ થયો.

પછી હાડાજીની ઠકરાણી તો પતીવ્રતા દરબારની અંદર સાબીત થઇ એટલે પાદશાહે હવે એનુ એકેવાર દરશણ થાય; કારણ, એથીજ મક્કે જવા, જેટલુ ફલ થાય માટે એણે એ રાણીને પડદામાથી મ્હોં દેખાડવાને વિનંતી કરી. રાણીએ ઊત્તર આપ્યો કે “જ્યાં લગી હું રામજાનીના વેશે કરીને હતી ત્યાં લગી તો ઠીક હતું; પણ હવે તો મારા પોતાના રૂપમાં આવી એટલે હમારા રજપુત ધર્મ પ્રમાણે પર પુરૂશને મ્હોં બતાવાય નહી.” પાદશાહે કહ્યુ કે “તું મારી બેહેન છું—મારી બેટી છું—તું મને દરશણ દઇશ તો હુ પીતા થઇને દરશણ લઇશ.” એવો પાદશાહનો આગ્રહ જોઇને સર્વ વિદ્વાન મંડલીએ હાડાને સમજાવ્યો. એટલે તેણે પોતાની રાણીને સમજાવી કે “રાજા હોય તે પિતા, ને આપણે તો તેનાં છાડુ થઇએ; માટે મ્હોં બતાવવામાં કાંઇ દોશ નથી.” ત્યારે સોણ રાણીએ પોતાનો પડદો એક પાસથી ખુલ્લો કીધો, એટલે પાદશાહ તેની પાશે જઇને આવી પતિવ્રતા સ્ત્રીનું દર્શણ કરી યથાસ્થિત રીતે તેનુ પુજન અર્ચન કરીને પ્રણીપત કર્યું અને પોતે એને છોકરી ગણીને સઘળો સાસરવાસો કર્યો ને અખંડ દોલત આપી. પછી હાડા ઠાકોરને ૭ મહીના સુધી દિલ્હીમાં રેહેવાનો કર હતો, તે બાદશાહે માફ કર્યો ને કહુ કે તમો રાજા રાણીનું જોડુ અખંડ રહો ને હવેથી તમારે વરશમાં ફક્ત એક વેલા સલામ ભરી જવી. તેમ પેલા લાલમીઆંને પણ ઘણું માન આપી મોટુ ઇનામ આપ્યું ને એને એક સભાસદની જગો આપી. ને શિરખાંમીઆંને તો આખી કચેરી ધિક્કારવા લાગી તેથી લજવાઇને એનાથી નીચેથી ઊંચુ જોવાયું નહી ને હવેથી કોઇની ઊપર ખોટુ તરકટ કરવાનું ભુલી ગયો. પછી પાદશાહ હાડા ઠાકોર અને તેની શીલવંતી રાણીને છેક દિલ્હીના ઝાંપા શુધી મ્હોટી ધામધુમથી વળાવા ગયો ને એઓએ પોતાના રાજ્યમાં જઇને દીવશ આનંદમાં ગુજારયા.

---

# Nursery Tales.

## ૧.

એક બાયડીને ગામનો એકે વર પસન ન પડયાથી ગામ છોડી ચાલતી થઇ. ગામની બાર પીપલો હતો તે પાસ આવી ત્યારે પીપળાએ પુછ્યું કે " ક્યાં જાઊ છું ? " તો કહ્યુ કે " પેટકું ભરવા ને માટીડો ધારવા. " પીપલો બોલ્યો–" લે હુ આવું ? " ત્યારે પુછ્યું કે " તારી કનેથી ખાવું શું ને ઓઢવું શું ? " કહે કે " પીપલીઓ[1] ને ઓઢજે પાતરાં. " ત્યારે ના કહી ચાલી ગઇ કે પછી વડ મલ્યો. તેનાં સાથ પણ ઊપર પ્રમાણેજ વાતચીત થઇ ને તેણે કહ્યુ કે " લાકડાં ઊપર સુજે ને ટેટાં[2] ખાજે. " પછી પાડો મલ્યો તેને પણ ના કહી ને કાદવ ખાતો કાચબો મલ્યો. તેણે વરવાને પુછ્યું ને ખાવા માટે કહ્યુ કે " ખા ગાળો ! "[3] તેથી આગલ ચાલી તો ઊંદર મલ્યો. તેણે કહ્યુ કે "ઓઢજે ખાસાં ચીર ને રાણી જેવાં ઘરેણાં; ને ખાવા માટે તને લાડુ જલેબી આણી આપીશ. " એટલે તેની સાથ વરવાને કબુલ કરયું. ઊંદર એક ઓરડી ભાડે લઇને રહયો, તેના પડોશમાં કોઇ વાણિયો રહેતો હશે તેનું નારીએલ ને ખજુરની ગુણો ભરીને એક ગાડું આવ્યુ. એટલે ઊંદર ગાડાં ઊપર ચઢી ગુણમાંથી નારીએલ ને ખજુર લઇને નીચે ઊતરયો તેવામાં ગાડુ ચાલ્યું તેમાં કચડાઇને મરી ગયો. બાએડી અહી એક દીવશ થોભી, બે દીવશ થોભી, પણ ઊંદર પાછો આવ્યો નહી. એટલે શહેરની બજારમાં પુછવા ગઇ કે ઊંદરમામા આવ્યાછ ? બધાએ ના કહી. ત્યારે પાછી વલતાં પડોશમાં ગાડાં તલે ચંપાએલો જોયો એટલે તેનુ

1 પીપલીયો=પીપલાંના જીણાં મોરચા (ફલ). 2 ટેટાં=વડનાં ઝીણાં ફુલ
3 ગાળો=કાદવ.

નારીયલ ને ખજુર પોતાનાં ખોળામાં લઈ રડતી ઘર ગઈ ને ત્યાં મ્હોં ઢાંકીને રડવા લાગી ને બોલીઃ—

પીપળ ના ગઇ—વડર ના ગઇ.
પાડે ના ગઇ—કાચબ ના ગઈ.
કોઇન્દડા તચુક ! તચુક !!

---

## ૨.

એક હતો ચકલો ને એક હતી ચકી. ચકો ધોતીઆં ધોવાને ગયો ને ચકી ખીર રાંધવાને બેઠી. ખીર હલાવતાં ચકી હાંલ્લાંમાંહે પડી બલી મુઇ. પછી ચકો આવ્યો તેણે પુછ્યું કે ચકી ક્યાં ગઇ? ત્યારે પાડોશીએ કહ્યુ કે ખીરમાં બલી મુઈ. તયારે કહેક કાંહાં નાખવી? તો કહેકે વડતળે જઇને હાલ્લું કાડો. ચકલાએ જઇને વડતલે હાંલ્લું કોડ્યું, તેથી વડના પાત્રાં ખરી ગયાં. બપોર તાણે ભેંસ વડતળે છાંયો લેવાને રોજ આવે તેમ આવી તો પાત્રાં ખરી ગયલાં જોયાં. તેથી પુછ્યુ કે પાત્રાં કેમ ખરી ગયાં? ત્યારે વડ બોલયો

ચકી દુબી ખીરમાં—ચકકો અનસલો[1]
વડ પાણ ખરેલ-ભેંસ સીંગ ઢળેલ[2]

કે ભેંસનાં સીંગડાં ઢળી ગયા. પછી ભેંસ નદીએ પાણી પીવાને ગઇ ત્યારે નદીએ પુછ્યુ કે કેમ સીંગ ઢળેલ? તો બોલી—

ચકી બુડી ખીરમાં—ચકો અનસલો
વડ પાણ ખરેલ—ભેંસ સીંગ ઢળેલ
ને નદી કોચલું[3]

કે નદી સુકઇ ગઈ. પછી મોર પાણી પીવા આવ્યો ત્યારે નદી સુકાયલી જોઈ તેથી પુછ્યું ને તેને નદીએ જવાબ આપ્યોઃ—

---

૧ અનસલો=એકલો પડી ગયલો. ૨ ઢરેલ=ખરી ગયલાં. ૩ કોચલું=સુકઈ ગયેલી.

ચકી ચુડી ખીરમાં—ચકો અનસલો
વડ પાણુ ખરેલ—ભેંસ સીંગ ઢળેલ
નદી કોચલુ—નેં મોર બાંડાં !

કે મોર બાંડો થઇ ગયો. પછી પોતાનાં ધણીને ત્યાં મોતી ચરવા ગયો તો તેણે મોરને બાંડો થયલો જોઇ પુછ્યું તો તેણે જવાબ આપ્યોઃ—

ચકી ચુડી ખીરમાં—ચકો અનસલો
વડ પાણુ ખરેલ—ભેંસ સીંગ ઢળેલ
નદી કોચલુ—મોર બાંડો
ને ધણી બેહરા !

"કે તે બેહેરો થઇ ગયો. પછી તે મોતીવાલાની મતવાની તેને જમાડવાને ભાટ આપતાં "ધણી ! ધણી !" કરી બોલાવ્યો તો તેને બહેરો થયલો જાણ્યો પછી તેને પુછ્યું તયારે બોલ્યોઃ-

ચકી ચુડી ખીરમાં—ચકો અનસલો
વડ પાણુ ખરેલ—ભેંસ સીંગ ઢળેલ
નદી કોચલુ-મોર બાંડ
ધણી બહેરા—નેં મતવાની બાબરણી !

કે વૈરી બે ! બે ! બુમો પાડતી ગાંમમાં ફરવા લાગી. કે ગામનાં છોકરાં ભેગાં થઇને પુછયું ત્યારે તે ઉપર પ્રમાણે બોલી જઇને અંત્ય પ્રાસે કહ્યુ કે

મતવાની બાબરણી—છોકરાં છેરણાં ! [૧]

કે ગામનાં બધાં છોકરાં છેરવા લાગયાં ને પોતાની માવડીઓને મહેનત આપવા લાગ્યાં !

---

૧ છેરણાં=બાલકને હાથ ઘોણુ લાગે છે તે.

૩.

એક દહાડો ઘણાક વણિકના છોકરા રમતા હતા. તે બધા પરણેલા હતા. અને તેઓ પોતાની સ્ત્રીને રોજ સાત ખાસડાં મારતા હતા. તેમાં એક પરણેલો ન હતો તેને તે બધાએ કહ્યું, તું જો એવી પરણી આવે તો તને રમાડીએ, નહીં તો નહીં. પછી તેણે બાપને કહીને કંકોત્રી લખાવીને ગામે ગામ મોકલી. તેમાં બાયડી સારૂં ઘલ્લું અને રીતના રૂપીઆ જોઇએ તે કરતાં વધારે લખ્યા પણ બીજું એવું લખ્યું કે જે મારી સ્ત્રિ થાય તેને મારા હાથથી સાત ખાસડાંનો માર ખાવો પડશે. કંકોત્રી લઇને બ્રાહ્મણ એક શાઊકારને ત્યાંહાં ગયો, તો તેણે ના પાડી. એમ સર્વ ઠેકાણેથી નાશીપાસ થઇને પાછો ફરે છે તેવામાં એક ગામના શાઊકારની છોકરી બહુ ચતુર હતી તેને આ નવાઇ જેવી સરત સાંભળી તેથી પોતાના બાપને કહ્યું કે મારે તો એજ વર વરવો. બાપે ઘણીક વારી, પણ તેણે ઓહસ છોડી નહીં. અંતે તેના બાપે તેનાથી કંટાળીને હા લખી ને લગન થયાં. પછી તે બઇરીને પરણી લાવ્યો ને સવાર થઇ ત્યારે છોકરો ખાસડાં મારવાને તૈયાર થયો. ત્યારે તેની સ્ત્રીએ તેને કહ્યું કે "ખાસડાં શેનાં ? કંઇ વાંક–ગુન્હા ?" તો કહે કે શરત કરી છે તેમ ચાલ. "હું તો હજુ તમારા બાપની કમાઈ ખાઉં છું. જ્યારે તમારી કમાઇ ખાઇશ ત્યારે હું તમે કહો તેટલાં ખાસડાં ખમીશ." આથી કરીને છોકરાને ઘણી જાંજ ચડી, તેથી તે પોતાના બાપ કનેથી સાત વાહણ ભરી વેપાર કરવા નિકળ્યો. સફર કરતાં કરતાં તે એક ધુતારાના શેહેરમાં આવી પુગો; ત્યાં તેને એક લંગડો મળ્યો તેણે કહ્યું કે "ભાઇ તમારા પિતા અહીંઆં થી લઇને વેપાર કરવા આવ્યા હતા તેને ત્યાં મારો પગ ઘરેણે મુકેલો છે તે લાવ. હમારી શરતનું લખત છે કે જો કદી પગ વેચી ખાય તો મને બે વાહણ આપે: તો જોઇએ બે વાહણ, આપ." તેથી તેણે પોતાના બે વાહણ

આપ્યાં. ત્યાર પછી એક આંધળો મળ્યો તેણે કહ્યું કે "તારા બાપને ત્યાં મારી એક આંખ ઘરેણે મુકી છે માટે આંખ લાવ, નહીં તો મને વાહાણ આપ." તેથી પેલાએ તેને પણ વાહાણ આપ્યાં. પછી અગાડી ચાલતાં પાંચ પચીસ ગાઉ ત્યાંથી દુર ગયા કે એક ધુતારી ડોશી મળી. તેણે તેને કહ્યું "દીકરા આજે મારે ત્યાં મુકામ કરશે તો બહુ સારૂં. પેલો ભાઇ તો ત્યાં ઉતર્યો. પછી થાકેલો તેથી બીચારો સુતો. ને પછી એટલી તો નિંદ્રા તેને આવી ગઇ કે તે વાહાણું વાએ ઉઠયો. ઉઠીને દાતણ પાણી કર્યાં. પછી ડોશી પાસે જમવાને સારૂ રજા માંગવા ગયો કે ડોશીએ કહ્યુ "રાખ બેટા સબુર કર, મારે તને કાંઇ પુછવાનું છે તે હું પુછી રહું ત્યારબાદ જજે, પેલો બોલ્યો બહુ સારૂં. પેલી ડોશીએ પુછ્યું કે ભાઈ "ચાર ચોર ને બે બળદ તે એક કાગડો ઊપાડી ગયો—એ ખરી વાત કે ખોટી? જો ખરો જવાપ આપશે તો મારૂં ઘર ધન અને દોલત સઘલું તને બક્ષિસ, નહીતર તાહારા વાહાણ લઇ લઇશ. ને તને ગુલામ કરીશ." બન્નેએ શરતનાં જામીન રાખી પેલાએ સવાલનો જવાપ આપ્યો કે "નહી–" ત્યારે ડોશીએ કહ્યું કે "હા." પછી તે ડોશી ને તે વણીક એક વાણીઆ કને ઇન્સાફ કરાવવા ગયા. તેમાં ડોશીએ એક કાગલ ઊપર ચાર ચોર ને બે બલદ કાઢયા ને તે એક કાગડો ઊપાડી જઈ શકે કે નહીં તે વાત કબુલ કરાવી. તેથી વણીક હાર્યો ને ડોશીને ત્યાં ગુલામ થઇને રહેવું પડયું. પછી તે ડોશીએ તેને એક ઘાંચીને ત્યા વેચ્યો ને ત્યાં રોજ તેને ઘાણી ઊપર બેસીને તેલ પીલાવવું પડતું. એમ છ માસ, વરશ વીતી ગઉ ને તેને ઘણું દુખ પડયું એટલે તેણે પોતાનાં પીતાને કાગલ લખ્યો તેમાં એક દોહોરો લખ્યો હતો. કે—

હમે ઊંચે બેસણે બેસીય છૈ—લાંબી લેખણે લખ્યે છે
લાખ ઠાપીલ છે ને લાખ ઊઠાપીએ છે.

આ કાગળ તેનાં પિતાએ વાંચ્યો ને ઘણો ખુશી થયો કે આપણો પુત્ર તો ઘણા સુખમાં છે અને પેલો દોહોરો કહી સંભળાવ્યો.

એટલામાં એ છોકરાની સ્ત્રિ પાશે બેઠી હતી તે જાતે ઘણી ચપલ હતી માટે એ તો તુરત ચેતી ગઇ કે પીત્યો ઘાંચીને ત્યાં નોકર રહયો છે ને ઘાણી ઊપર બેસીને તલ પીલે છે. પછી એ સ્ત્રિએ પોતાના ધણીનું ઠામ ઠેકાણું પુછી લીધું. ને પોતે સસરા પાસે રજા માંગીને પોતાને પીએર ગઇ અને તયાંથી સાત વાહાણ ભરાવીને પોતે મરદનો વેશ ધારણ કરીને જ્યાં પોતાનો ધણી હતો તે તરફ વાહાણ હંકાર્યો. એમ કરતાં પેલા ધુતારા શહેરમાં તે આવી પોહોચી કે લંગડાએ આવી કહ્યુ કે તમારા બાપને ત્યાં મેં મારો પગ ઘરેણે મુકયો છે તે મારો પગ લાવ કે બે વહાણ આપ. પછી પેલી બાઇ કહે કે મારા બાપને તયાં તો બહુ પગ પડયા છે, માટે તારો પગ કયો તે હું શું જાણુ ? માટે બીજો કાપી આપ તે પરમાંણે ભરીને હું લાવી આપુ." એટલે પેલો લંગડો ખ્સાઇ પડયો કે બાઇએ બોહોસ કરી—પગ લે, નીકર તુ વાહાણ આપ. પેલાએ બે વહાણ આપીને છુટકો કર્યો. પછી આગળ ચાલતાં આંધલો તેને મળ્યો ને કહ્યું કે તમારા બાપે મારી એક આંખ ફોડી નાખી છે, માટે મારી આંખ આપો કે બે વહાણ આપો. પછી પેલી બાઇ બોલી કે મારા બાપને ત્યાં તો બહુ આંખો છે, માટે તમારા એક આંખ કાડી આપો તે નમુના પરમાણે હું તમારી આંખ લાવી આપું, નહી તો આટલા વરશ સાચવી તેનાં વીયાજનાં બે વાહાણ આપો. તયારે તો આ આંધળો ઢિંગ થઇ ગયો અને તેણે પણ જેમ તેમ કરીને બે વહાણ આપીને છુટકો કર્યો. પછી પેલી ધુતારી ડોશી મળી. તેણે પણ તે બાઇને કહ્યું કે ચાર ચોર ને બે બળદ એક કાગડો ઊપાડી ગયો તે ખરી વાત કે ખોટી ? ને આ વાતનો જો તું બરાબર જવાપ આપીશ તો તુને મારી સઘળી દોલત આપીશ ને જો તું ખોટી પડીશ તો તારી કને જેટલાં વહાણ છે તેટલાં લઇશ. તો તે બાઇએ હા કહી ને વળી સાબીત કરી આપ્યુ કે લખીને મુકીએ તે કાગડો ઊપાડી જાય એમાં શી નવાઇ ? તેથી પેલી બાઇએ તે ડોશીનો સઘલો માલ લીધો. ત્યાર પછી પોતાનાં

ધણીની શોધ કરીને તેને પોતે વેચાતો લીધો અને તે પોતાનાં ચડીઃ વાહાણ સહીત દેશ તરફ ચાલી. અરધે દરીએ તેણીએ પોતાનાં ધણીના વાલ તથા કપડાંલતાં ઉતરાવી બીજાં નવાં પેરાવ્યાં અને તે કપડાં તથા પેલા વાળ તેણીએ પેટીમા મુકીને કુલુપ માર્યું. પછી પેલી બાઇએ પેલા શેઠને કહ્યુ કે "હમે તો મુસાફર છીએ માટે આ અગીઆર વહાણ લો ને પોતાને દેશ જાવો." એમ કહીને પેલી બાઇએ તો વહાણનાં સુકાન પોતાનાં ઘર તરફ મરડયાં ને શેઠ પોતાનાં ઘર તરફ ચાલ્યા. સહીસલાંમતથી પોતાને ઘેર પોચ્યાં ને પછી પોતાના બાપને પુછ્યુ કે મારી સ્ત્રિ કયાં છે. તો તેણે કહ્યું કે તારે સાસરે ગઇ છે. તેણે કહ્યું કે હવે હું મારી જાતે કમાઇ આવીયો છું માટે એને બોલાવો કે ખાસડાં મારૂ. તેના બાપે વહુને તેડું મોકલ્યું કે તુરત વહુ આવી. પછી બીજે દહાડો ઉગ્યો ને સવાર થઇ કે પેલા ભાઇએ કહ્યું કે હવે તું ખાસડાં ખા, કેમકે હવે હું પોતે કમાઇ લાવીયો છું. પછી પેલી સ્ત્રિએ તેને ઘણોએ સમજાવીયો પણ પેલો સમજ્યોજ નહી. પછી તેણીએ કહ્યું કે જ્યાં આપણું બધું કુટુંબ ભરાઇને બેઠું હોય ત્યાં હું ખાસડાં ખાઇશ. જ્યાં પોતાના સાસુ સસરા વિગેરે બેઠાં હતાં તેયાં વહુ આવી ને કહ્યું કે સસરાજી એમને ગમે તેમ કરીને સમજાવો. પણ પેલા ભાઇ કાંઇ સમજે નહીં. પછી પેલી બાઇએ પેટી મંગાવીને માંહેથી વાળ ને ઘાંચીનાં કપડાં દેખાડયાં ને બધી માંડીને વાત કહી. એટલે પેલો ઘણો શરમંદો પડી ગયો ને પછી બાપે પણ તેનો ઘણો તીરસ્કાર કર્યો. પછી આ વાત ગુપ્ત રાખી ને પેલા ભાઇ તો ખાસડાં મારવાની ટેવ ભુલી ગયા. ને સલાહ સંપતથી રહ્યાં.

---

## ૪.

એક ઊંદર રસ્તામાં પાણી પડયું હશે તે ખોદ્યા કરીને કીચડ કરતો હતો. ને જે કોઇ જતું તે લપસી પડી જતું. એવામાં એક સીપાઇ આવ્યો તેણે કહ્યું કે અલ્યા ઊંદર તું શું કરે છે? તું લોકોને હેરાન કેમ કરે છે, ત્યારે તે ઊંદરે કહ્યું કે "અલબત કરીશ." પછી સીપાઇને રીસ ચડી તેથી પુંછડી પકડીને તેને વાડમાં ફેંકી દીધો. તેથી પેલા ઊંદરને તો કાંટો વાગ્યો. પછી તે ઊંદર લંગડાતો લંગડાતો હજામ કને ગયો—વાળંદ! વાળંદ! મારો કાટો કાઢ. હજામે તેનો કાંટો કાઢીને નાંખી દીધો. ત્યારે ઊંદર બોલ્યો કે લાવ મારો કાંટો, નહીં તો લઇશ તારી નરેણી. પછી તે નરેણી લઇને આગળ ચાલ્યો એટલે એક ગરીબ સુતાર હાથે વતી લાકડાંના છોડીઆં ઊખેડતો હતો અને તે લાકડું ઘડતો હતો. તેને તે ઊંદરે કહ્યું કે લે આ નરેણી ને લાકડું ઘડ. પછી તે સુતારથી લાકડું છોલતાં છોલતાં નરેણી ભાગી ગઇ ત્યારે ઉંદર કેહે લાવ મારી નરેણી, નીકર લઇશ તારાં છોડીઆં. પછી પેલો ઉંદર છોડીયાં તાણી લઇ ગયો. ત્યાં એક ડોશી હાથ પગ બાળીને રોટલો કરતી હતી. તેને પેલે ઉંદરે કહ્યું કે તું હાથ પગ શું કરવા બાળે છે? લે આ છોડીયાં. પછી પેલાં છોડીયાં બળી ગયાં કે ઉંદરે કહ્યું કે લાવ મારાં છોડીયાં, નીકર લઈશ તારો રોટલો. પછી ઉંદર રોટલો લઇને ગયો ત્યાંહાં એક કુંભાર માટી ઘડે ને માટી ખાય. તેને પછી પેલા ઉંદરે કહ્યું કે માટી શું કરવા ખાય છ, લે આ રોટલો. પછી કુંભારે રોટલો ખાધો એટલે ઉંદરે કહ્યું કે લાવ મારો રોટલો, નહીં તો લઇશ તારૂં હાંલ્લું. પછી તે હાંલ્લુ લઇને જતો રહયો એટલામાં એક બાઇડીના ઘરમાં કંઈ પણ ધાતુ પાત્ર નોહોતું તેથી ભોંયમાં ખાડો કરીને ભેંસ ડોહોતી હતી. તેને તે ઉંદરે કહ્યું કે બાઇ લો આ હાંલ્લુ ને એમાં દુવો; તેથી તે બાઇએ હાંલ્લું લેઇને તેમાં દોવા લાગી પણ હાંલલું કાચું હતું તેથી તે ફુંસાઇ ગઇને ભાગી ગયું. પછી પેલા ઉંદરે કહ્યું કે મેં કંઈ તને ભાગવાને નોતું આપ્યું; વાસ્તે લાવ મારૂં

હાંલ્લુ, નહીં તો તારી ભેંસ. પછી પેલી બાઇએ ઉંદરને ભેંસ આપી. હવે ઉંદર ભેંસ લઇને ચાલ્યો, ત્યાંહાં એક કણબી ઘણો ગરીબ હતો તેથી હળની એક બાજુએ બળદ ને બીજી બાજુએ પોતાની બાયડીને જોડીને ભોંય ખેડતો હતો, તેને પેલા ઉંદરે કહ્યું કે લે આ ભેંસને બાયડીને ઠેકાણે જોડ. પછી પેલા કણબીએ તેમ કર્યું ને તે ભેંસ ખેડતાં ખેડતાં મરણ પામી. પેલા ઉંદરે કહ્યું કે લાવ મારી ભેંસ નહીં તો લઇશ તારી બાયડી. પછી પેલા કણબીએ હારીને પેલા ઉંદરને પોતાની બાયડી આપી ત્યાંથી પેલો ઉંદર બાયડી લઇને આગળ ગયો, ત્યાંહાં ભવાયા રમતા હતા ને તે વાંસ બાંધીને મહારીનો વેશ કાઢીને છોકરાઓને વાંસ ઉપર ચડાવતા હતા. તેને તે ઉંદરે કહ્યું કે લે આ મારી બાયડીને પણ ચડાવ. પછી તે મહારીએ તેમ કર્યું ને તે બાયડી વાંસ ઉપરથી પડીને મરી ગઇ. ત્યારે ઉંદરે કહ્યું કે લાવ મારી બાયડી, નહીં તો તારૂં ઢોલ. પછી ઉંદર ઢોલકી લઇને ગયો ને એક પીપળાનું ઝાડ હતું તે ઉપર ચડીને ઢોલકી વગાડીને નીચે પ્રમાણે ગીત ગાવા લાગ્યો:

" કાંટામાંથી નરેણી કરી, ઢીચાંક; ઢીચાંક; ઢીચાંક.
નરેણીમાંથી છોડાં કર્યાં, ઢીચાંક; ઢીચાંક; ઢીચાંક.
છોડાંમાંથી રોટલો કર્યો, ઢીચાંક; ઢીચાંક; ઢીચાંક.
રોટલામાંથી હાંલ્લુ કર્યું, ઢીચાંક; ઢીચાંક; ઢીચાંક.
હાંલ્લામાંથી ભેંસ કરી, ઢીચાંક; ઢીચાંક; ઢીચાંક.
ભેંસમાંથી બઇરી કરી, ઢીચાંક; ઢીચાંક; ઢીચાંક.
બઇરીમાંથી ઢોલકી કરી, ઢીચાંક; ઢીચાંક; ઢીચાંક. "

# ગુજરાત તથા કાઠીઆવાડ દેશની વારતાના

ભાગ ૨ અને ૩

હવે પછી

તાકીદે

બહાર પડશે.